૪૬૪૬

# SÁHAS SANGRAHA.

BEING

A TRANSLATION IN GUJARÁTI

OF

**The Travels and Surprising Adventures**

OF

# BARON MUNCHAUSEN

BY

RATILAL BRIJLAL MAJMUDAR,

AUTHOR OF "LIFE OF QUEEN AHALYA BAI" &c.

ILLUSTRATED WITH 20 CURIOUS ENGRAVINGS.



Bombay:

PRINTED AT THE "NIRNAYA-SAGAR" PRESS.

1891.

*Price Rs.* 1-8.

૪૬૪૬

# સાહસ સંગ્રહ

અથવા

બેરન મંચોઝનનાં આશ્ચર્યકારક પરાક્રમ અને પ્રવાસ.

(૨૦ હાસ્યરસ ચિત્રોસહીત.)




ભાષાંતર કર્ત્તા

રતિલાલ બ્રિજલાલ મજમુદાર.

"અહલ્યાબાઈ" વિ૦ ના કર્ત્તા.





મુંબઈ.

નિર્ણયસાગર છાપખાનામાં છાપી પ્રસિદ્ધ કર્યું.

સંવત્ ૧૯૪૭ સને ૧૮૯૧.

કિમ્મત રૂ. ૧-૮-૦.

*7, New Wadi, Bombay.*
*31st March 1891.*

DEAR SIR,

Permit me to dedicate this little work of mine to you, in recognition of the patronage and kindness you have been pleased to extend to me in connection with its publication, and I take this opportunity of publicly acknowledging my thankfulness to you for the encouragement you have given to me, but for which I should not have been emboldened to present this work in this shape.

Again thanking you for your kind countenance.

I remain,

Yours truly,

RATILAL B. MAJMUDAR.

To

Pranjivandas Culliandas Esq., J. P.

Green Villa,

BOMBAY.

મુંબઇ, ૭ નવીવાડી.

તા૦ ૩૧ મી માર્ચ સને ૧૮૯૧.

પ્યારા સાહેબ,

આ લઘુ પુસ્તક બહાર પાડવામાં તમારા તરફથી જે મને ઉત્તેજન મળ્યું છે તેને માટે હું તમારો ઘણો ઉપકાર માનુંછું, અને અત્રે કહેવાની રજા લઉં છું કે તમારા ઉત્તેજન શિવાય આ પુસ્તક આવા રૂપમાં આજે પ્રગટ કરવાની મારી હિંમત ચાલતે નહીં; માટે એ તમને અર્પણ કરવાની મને રજા આપીને તમારો આભારી કરશો.

રતિલાલ બ્રિજલાલ મજમુદાર.

રા. રા. પ્રાણજીવનદાસ કલ્યાણદાસ, જે. પી.

ગ્રીન વિલા.

મુંબઈ.

# PREFACE.

"The Travels and surprising adventures of Baron Munchausen" have been before the European public for more than a 100 years, nay have been translated into various European languages and have been universally welcomed and appreciated. The record of these travels is not only interesting but also instructive; for it is such as "*to make the whole world kin with but one touch.*" After reading the original in English, an idea suggested itself to me that if it were translated into plain and simple Gujarâti, it would be as welcome as it has been on the Continent, and with this view I asked such of my friends as, in my humble estimation, were fitted for the work by reason of their superior education, to take in hand a Gujarâti translation thereof; but having waited in vain for some time I began to translate this work as a labour of love and without the least notion of putting the same in its present form, but at the recommendation of some of my friends who suggested that these adventures if published in book form would fill up a much needed desideratum in the Gujarâti Literature I have made bold to place this maiden effort of mine before the public, and I fervently hope that this humble translation of a work "*which has given pleasure and amusement to generations of readers throughout the world*" will be acceptable to the Gujarâti reading public. It is necessary however to state that in order to adapt

this translation to the requirements of the Gujarâti language I have, at times, had to make certain alterations in the original, always keeping in view nevertheless, its spirit and tone.

To make it more attractive both in its get up and general appearance, as also to fairly represent the original, I have ordered *fine covers from England* and have added *illustrations* in it, which are the genuine work of a native artist, and on that account, I hope and trust they will not fail to have an interest peculiarly their own.

Should this work succeed in giving its desired object I shall feel myself amply rewarded. I am not unmindful of the many imperfections of the book, but, as it is my first effort, and was undertaken with no ultimate view of publication, I would humbly beg of my indulgent readers, or my critics, for that matter to temper their observation with that "*quality which droppeth from the heavens and blesseth him that gives and him that takes.*"

In conclusion I would embrace this occasion of thanking Messrs M. H. Nazar, S. D. Khote, Nagindas P. Mehta and all other friends from whom I have received the most cordial assistance and support in connection with this work.

7, NEW WADI, BOMBAY.<br>*31st March 1891.*<br>*Permanent Residence:—*<br>173, SETAN FALIA,<br>Gopipurá Street, SURAT.

R. B. M.

# પ્રસ્તાવના.

નામિયા બેરન મંચોઝનનાં પરાક્રમો અને પ્રવાસનો હેવાલ યુરોપખંડમાં આજ સો કરતાં વધારે વરસ થયાં બહાર પડ્યો છે, તે કેટલો રમુજી અને બધાને મન પ્રસન્ન નીવડ્યો છે તેની ખાતરી તો ત્યાંની જૂદી જૂદી ભાષાઓમાં એના તરજુમા થયા છે તેપરથીજ સુજ્ઞ વાંચનારોને થશે. એ વર્ણન જેટલું મનને રીઝવનારૂં છે તેટલુંજ તેનાપર શિક્ષારૂપી અસર કરનારૂં છે. એથી નાનાં, મોટાં, થોડું, ઘણું, ભણેલાં સઘળાં સ્ત્રીપુરૂષો પોતાનો અવકાશનો વખત એકસરખી રીતે ગમતમાં ગુજારી શકેછે. આ પુસ્તકનો મૂળ અંગ્રેજી ગ્રંથ મારા વાંચવામાં આવ્યો ત્યારે મને લાગ્યું કે એનો તરજુમો શુદ્ધ સરળ ગુજરાતીમાં થાય તો તે યુરોપખંડની ભાષાઓની માફક આપણી ભાષામાં પણ એક ઉપયોગી ગ્રંથ થઈ પડે. એમ ધારીને મેં મારા કરતાં વધારે કેળવણી પામેલા મારા મિત્રોને એ કામ માથે લેવાનું સૂચવ્યું; પણ તેમાંના કોઇએ એ ઉપાડી લીધું નહીં, ત્યારે આખરે માત્ર શોખની ખાતર મેં એનું ગુજરાતી ભાષાંતર કરવા માડયું. તે વખતે એને પુસ્તકના આકારમાં બહાર પાડવાનો મારો કંઈ વિચાર નહોતો, પણ તે તૈયાર થવા આવ્યું ત્યારે મારા મિત્રોએ તે જોઇને મને ઘણો આગ્રહ કરીને કહ્યું કે જો તે એક ગ્રંથના રૂપમાં બહાર પડશે તો એવાં એક રમુજી ગુજરાતી પુસ્તકમાટેની લાંબી મુદતની ખોટ પૂરી પડશે, તે પરથી મેં એ નમ્ર પગલું ભર્યું છે.

મારે અત્રે જણાવવું જોઈએ કે આપણી ગુજરાતી ભાષાને અનુસરતા કેટલાક ફેરફારો એ ભાષાંતરમાં કરવા પડ્યા છે; પણ તેની સાથે એ હેવાલની મૂળ મતલબમાં કંઈ પણ ફેરફાર કરવામાં આવ્યો નથી.

વળી અંગ્રેજી પુસ્તકના જેટલુંજ એને સુશોભિત અને મનોરંજક કરવાના હેતુથી એમાં બધાં મળી ૨૦ હાસ્યરસ ચિત્રો દાખલ કરવામાં આવ્યાં છે તથા એનાં પૂઠાં ખાસ ઈંગ્લંડથી મંગાવ્યાં છે, માટે આશા છે કે આ લઘુ પુસ્તક બધાને મન ગમતું થઈ પડશે. એ પુસ્તકમાં ઘણીક ખામી રહી ગઈ હશે એમ મારે કબૂલ કરવું જોઈએ કારણ કે એ તરજુમો કરતી વખતે હું એને પુસ્તકના આકારમાં બહાર પાડીશ એવો કંઈ મારો વિચાર નહોતો. માટે મારા સુજ્ઞ વાંચનારાઓને તેમજ ટીકાકારોને અરજ કરવાની કે, એમાં જે જે ખામીઓ રહી ગઈ હોય તે તે તેઓ દરગુજર કરશે.

છેવટે મારે આ તકનો લાભ લઇને દર્શાવવું જોઇએ કે મેસર્સ મનસુખલાલ હીરાલાલ નાજર, સુંદરનાથ દીનાનાથ ખોટે, અને નગીનદાસ પ્રાણજીવનદાસ મેહેતા વિગેરે મારા મિત્રોએ આ કામમાં મને જે મદદ આપી છે, તેમનો હું ઘણો આભાર માનુંછું.

નં૦ ૭ નવીવાડી—**મુંબઈ,**
તા૦ ૩૧ મી માર્ચ સને ૧૮૯૧.
મૂળ મથક:—
નં૦ ૧૭૩. સેતાનફળીયા.
ગોપીપુરા—**સુરત.**

**ર. પ્રિ. મ.**



## सत्यमेव जयते.

પ્રિય વાંચનારાઓ, આજે પેહેલીજ વાર મારા સાંભળવામાં આવ્યું છે કે મારાં બધાં પરાક્રમો વિષે તમને શંકા પેદા થઇ છે અને તેમને એક મશ્કરી તરીકે ગણી કાઢવામાં આવેછે. આ ઉપરથી હું મારી ફરજ સમજું છું કે મારે ઉઘાડે છોગે બહાર આવી સાચા બોલા તરીકેની મારી આબરૂને બટ્ટો લાગતાં અટકાવવો જોઇએ. એટલામાટે આ મોટા નગરના **મેન્શનહાઉસ**માં ત્રણ શિલિંગ ફી ભરીને મેં જે **એફીડેવિટ** નોંધાવી છે તેની નકલ અત્રે બીજાં પાનાં પર તમો વાંચશો, તેથી તમારી ખાત્રી થશે કે તેમાં સત્ય કેટલું સમાયલું છે. જો કે હું ઘણાં વર્ષથી જાહેર અને ખાનગી બન્ને પ્રકારના વ્યવહારથી છેક વિરક્ત થયલો છું, તોપણ મારી પ્રતિષ્ઠા જાળવવામાટે મને આ પ્રમાણે કરવાની ફરજ પડી છે. છેવટે હું આશા રાખું છું કે આ પ્રમાણે મારા વિષે જે છેલ્લી ખબર આપુંછું તેટલાથી વાંચક વર્ગ મારી બાબતને બરોબર રીતે સમજી શકશે.

સેવક, મંચોઝન.

## જાહેર ખબર.




**ઇંગ્લંડના મોટા લન્ડન શેહેરમાં.**

તેનાથી થતા લાભ ઉપર સંપૂર્ણ શ્રદ્ધા રાખી અમો નીચે સહી કરનાર પ્રતિજ્ઞા પૂર્વક **મંચોઝન**નાં પરાક્રમો જે જે દેશોમાં તે ખોટાં મનાતાં હોય તેની અમે આથી ખાતરી કરીએ છીએ કે ખરેખરાં બનેલાં છે, અને અમારાં પોતાનાંજ એથી પણ દશ-ગણાં આશ્ચર્યકારક પરાક્રમોને જ્યારે લોકોએ માન્યાં છે ત્યારે અમે આશા રાખીએ છીએ કે આને ખરાં માનવામાં તેઓ જરા પણ આચકો ખાશે નહીં.

**ગુલવિર.** ×
**સિનબાડ.** ×
**અલાદ્દિન.** ×

મેન્શન હાઉસમાં પ્રતિજ્ઞા કરી.
તા. ૯ મી નવેમ્બર ગુદસ્ત.
**લોર્ડ મેયર**ની ગેરહાજરીમાં.
**જોન** (દરવાન.)



# અનુક્રમણિકા.

## પ્રકરણ ૧ લું.



## પ્રકરણ ૨ જું.



## પ્રકરણ ૩ જું.



## પ્રકરણ ૪ થું.

પૃષ્ઠ.

# ચિત્રોની ટીપ.



# સાહસ સંગ્રહ

અથવા

## બેરન મંચોઝનની મુસાફરીનો હેવાલ.

## પ્રકરણ ૧ લું.

હું બાળપણ છોડી તરૂણાવસ્થામાં આવવા માંડયો ત્યારથીજ આખી દુનિયા જોવાની મને ઘણી ખાયશ છે એમ મારાં માબાપને વારંવાર વાતમાં કહ્યા કરતો, પણ તેઓ મારા બોલવાપર કંઈ લક્ષ આપતાં નહીં. મારા બાપે કંઈ ઓછી મુસાફરી કીધી નહોતી, તેની ખાતરી તો મારાં રમુજી સાહસ કામનું વર્ણન કરી રહ્યા પહેલાંજ થશે. મારી માના સગામાંનો એક પિત્રાઈ મને ઘણો ચહાતો હતો, હું ઘણો સારો હોંસીલો છોકરો છું એમ કહી તે મારાં વખાણ કરતો હતો અને મારી જીજ્ઞાસા પૂરી પાડવાને કદી પાછો હઠતો નહીં. તે બોલવામાં ઘણો બાહોશ હતો તેથી મારા

બાપને તેણે સમજાવ્યો, એટલે **સિલોન**માં પોતાનો કાકો હાકેમ હતો તેની પાસે તે જવા નીકળ્યો ત્યારે તેની સાથે મને પણ ત્યાં જવા દીધો.

એ વખતે **હોલંડ** દેશના રાજાની ટપાલ લઈને હમે **આમસ્ટરડામ**થી ઉપડયા. આ હમારી દરિયાઈ મુસાફરીમાં કંઈ જાણવા જોગ બિના બની હોય, તો તે એ હતી કે જે ટાપુ આગળ લાકડાં અને પાણી લેવાને હમે થોભ્યા, ત્યાં એક એવું તો મોટું વાવાઝોડું થયું, કે ત્યાં આગળનાં ઘણાંક મોટાં ઉંચાં ઝાડો જડ મૂળથી ઉખડી ગયાં. આમાંનાં કેટલાંક ઝાડો ઘણા ટન ભારે હતાં, તોપણ પવનના જોરથી એટલાં બધાં ઉંચાં ચઢી ગયાં કે હવામાં ઉડતાં નાનાં પક્ષીની પાંખ જેવડાં તેઓ દેખાયાં, કારણ કે આછાંમાં ઓછાં જમીનથી પાંચ માઇલ ઉંચે ચઢયાં હતાં; પણ ભારે પવન વાતો બંધ થયો કે તરત તે બધાં ઝાડો પાધરાં પોતપોતાની જગ્યાએ આવી પડયાં અને તેઓનાં મૂળ પાછાં બાઝી ગયાં. આમાંનું સૌથી મોટું ઝાડ જ્યારે તોફાનમાં ઉંચે ચઢી ગયું હતું, ત્યારે તેની ડાળી પર વીંટળાઈ ગયલા વેલાપરથી સ્ત્રી પુરૂષનું એક પ્રમાણીક જોડું દુધી તોડતું બેઠું હતું, તેના ભારથી તે પાછું નીચે આવતું હતું, ત્યારે થડ કરતાં ડાળીઓ તરફ બોજો વધી જવાથી તે ઝાડ આડું થઈ જઈને તે ટાપુના મૂખીઉપર પડયું અને ત્યાંજ તેનો કચડ ઘાણ નીકળી ગયો. ભારે વાવાઝોડાં વખતે રખેને તે ઝાડ પોતાના ઉપર પડશે એવી ધાસ્તીથી તે ઘર છોડી બહાર નીકળી આવ્યો હતો, પણ તે નરમ પડયાથી, પોતાની વાડીમાં થઈને જતો હતો તેજ વખતે આ સારો અકસ્માત બન્યો. સારો કહેવાની મતલબ એટલીજ કે મૂખી ઘણો લોભી અને જૂલમી હતો, અને જોકે તેને છોકરાં તો બીલકુલ નહોતાં, છતાં તે ટા-

પુની રૈયત તેના જૂલમ અને લુચ્ચાઇને લીધે અડધી ભૂખે મરી જતી હતી તેથી આ શિક્ષા તેને વાજબીજ થઇ. તેઓની પાસેથી લઇ લીધેલો માલ બધો વખારમાં બગડી જતો હતો અને બિચારી રાંકડી રૈયત કે જેને લૂટી-લેવામાં આવી હતી તે દિનપરદિન કંગાળ થતી જતી હતી. જોકે આ જૂલમગારનું મોત અચાનક થયું તોપણ લોકોએ પોતાના જૂલમી મૂળીનો પેલાં ઝાડને લીધે ઓચિંતો નાશ થયો તેના ઉપકારના બદલામાં તે કાકડી વણનારાંનેજ પોતાનાં હાકેમ બનાવ્યાં.

આ જાણીતાં તોફાનથી થયેલાં નુકશાનને હમે બરોબર કરીને તે નવા હાકેમ અને તેની સ્ત્રીની રજા લઇને સારો પવન જોઇને હમારી ધારેલી મુસાફરી પર ઉપડી ગયા.

લગભગ છ અઠવાડીઆંમાં હમે **સિલોન**માં આવી પહોંચ્યા, જ્યાં ઘણી મિલનસારી અને સભ્યતાથી હમારો આવકાર થયો. અહીંઆ જે નીચે લખેલો રમુજી બનાવ બન્યો તે, પ્રિય વાંચનારો, તમને ખુશી કર્‌યા વગર ભાગ્યેજ રહેશે.

**સિલોન**માં લગભગ એક પખવાડીયું રહ્યા પછી એક દિવસ ત્યાંના હાકેમના ભાઇ સાથે શિકાર કરવા હું ગયો. તે મજબૂત, બાંધી દડીનો જુવાન હતો, અને તે દેશની હવા તેને માફક આવી ગઇ હતી તેથી કરીને મારા કરતાં વધારે સારી રીતે ત્યાંનો સખત તાપ તે ખમી શકતો હતો. શિકારની શોધમાં હમે ફરતા હતા તે વખતે જંગલ ઘણું ઘાડું હતું, તેમાં મારા કરતાં તે ઘણો આગળ નીકળી ગયો ને હું તો છેક પાછળ પડી ગયો.

એક મોટાં તળાવ આગળ ઉભો રહીને હું તેની ખુબી જોયા કરતો હતો, એવામાં મારી પાછળ કાંઇ ખડખડાટ થતો હોય એમ મને લાગ્યું. પાછળ ફરીને જોઉંછું તો એક સિંહ, મને ખાઈ જ-

વાના ઇરાદાથી મારી તરફ ધસી આવતો માલમ પડ્યો, અને તેપણ વળી મને પૂછ્યા વગર!–તે જોઇને મારાં તો હાંજાંજ ગગડી ગયાં. આવા ભયની વખતે મારે શું કરવું? હવે વિચાર કરવાને એક પળ પણ રહી નહોતી. મારી પાસે જે બંદુક હતી તેમાં ફક્ત દારૂજ ગડએલો હતો, ગોળી કંઈ પાસે હતી નહીં, તે છતાં પણ મારી એટલીતો ખાતરી હતી કે મારાથી આવાં મોટાં જાનવરને આવાં નબળાં ઓજારથી મારી નંખાશે નહીં, તોપણ તેના બહારથી તેને ત્રાસ તો પમાડીશ, અને કદાચ તેને જખમી પણ કરી શકીશ. તે મારી પાસે આવેછે ત્યાર પહેલાં તો મેં મારી બંદુક ફોડી, જેથી તે વધારે ગુસ્સામાં આવીને મારી તરફ જોસ્સા ભેર ધસી આવતો જણાયો. આ વખતે મેં નાશી જવાનો વિચાર કીધો, પણ તેથીતો ઉલટો મારી આફતમાં ઉમેરો થયો, કારણ કે પાછાં ફરતાંજ એક મોટી મગરી મ્હોં પહોળું કરીને મને ગળી જવાને તૈયાર થઈનેજ બેઠી હોય એમ જણાયું. મારી જમણી બાજુએ ઉપર કહ્યા પ્રમાણે પેલું તળાવ હતું, અને ડાબી બાજુએ એક ઉંડી ખાઈ હતી, કે જેમાં પાછળથી મને માલમ પડ્યું કે કરોડો ઝેરી જનાવરોનું રહેઠાણ હતું. ટુંકામાં કહેવાનું કે મેં તો હવે જીવવાની આશાજ છોડી, કારણ કે સિંહ હવે મને પકડી પાડવાની તૈયારીમાંજ હતો, એવામાં બ્હીકથી એકદમ જમીનપર હું પડી ગયો, તેટલામાં તે સિંહ મારા ઉપરથી કૂદીને આગળ ચાલી ગયો. હું આ વખતે કેવી હાલતમાં હોઈશ તે જણાવવાને કોઈ પણ શબ્દ મને જડી આવતા નથી. પણ મારે એટલું તો કહેવું જોઈએ કે મારા શરીરના કોઈ ભાગપર તેના દાંત અથવા પંજા તે મારશે તેની દરેક ક્ષણે મને ધાસ્તી રહેતી હતી. આ હાલતમાં હું પાંચ સેકન્ડ પડી રહ્યો નહીં એટલામાં તો મેં કોઈ દિવસે નહીં




સિંહ ને મગરીની થએલી હાર.

સાંભળેલો એવો મોટો શબ્દ સાંભળ્યો, અને એ સાદ ક્યાંથી આવ્યો તે તમને કહીશ ત્યારે તમે અજાયબ પામ્યા વગર રહેશો નહીં. થોડીવાર કાન દઇને સાંભળ્યા પછી મેં મારૂં માથું ઉંચું કરીને આસપાસ જોવાની હિમ્મત ધરી, તો તે વખતે મારી અત્યંત ખુશી સાથે મને માલૂમ પડયું કે જેવો તે આતુરતાથી મારાપર તલપ મારીને આવતો હતો, તેવોજ હું ચત્તો-ચપાટ સૂઈ જવાથી મને ઓળંગીને તે આગળ વધી ગયો, અને તેવીજ એક મગરી જે પોતાનું મોંહોડું પહોળું કરીને બેસી રહી હતી, તેનાં ગળાંમાં પેલા સિંહનું માથું ધૂસી ગયું. તેઓએ એક બીજાથી છૂટા થવાને ઘણાંએ ફાંફાં માર્યાં, પણ કાંઈ વળ્યું નહીં; એટલામાં મારી પાસે જે તરવાર હતી તેણે વતી એકજ ઘામાં સિંહનું માથું કાપી નાંખ્યું, એટલે તેનું ધડ મારા પગ આગળ પડયું. મેં પછી મારી બંદુકના કુંદાથી તેનું માથું તે મગરીનાં ગળાંમાં છેક ઠોકી દીધું જેથી તેપણ ગુંગળાઇને મરી ગઈ.

આ પ્રમાણે મારા બે જબરા દુશ્મનોની સામે હિમ્મત ભીડીને હું ફતેહમંદ નિવડ્યો, તેજ વખતે મારો સોબતી મને શોધતો શોધતો ત્યાં આવી પહોંચ્યો; કારણ કે હું જંગલમાં તેની પાછળ પાછળ ગયો નહીં તેથી તે પાછો ફર્યો, એવી ફીકરમાં કે કદાચ હું ભૂલો પડ્યો હોઇશ, અથવા તો મને કાંઈ હરકત થઈ હશે.

એક બીજાની ખુશ ખબર પૂછ્યા પછી હમે તે મગરીને માપી જોઈ તો તે બરાબર ચાળીશ ફીટ લાંબી હતી.

આ બિના ત્યાંના હાકેમને હમે કહી કે તરતજ તેણે પોતાનાં માણુસ પાસે બંને લાસ ગાડાંમાં ઘાલી હમને મંગાવી આપી. સિંહનું ચામડું વાળ સહિત ઉતારી લઇને મે સાચવી રાખીને તેની તંબાકુ રાખવાની કોથળીઓ બનાવી, અને હું **હોલાન્ડમાં**

પાછો ગયો ત્યારે ત્યાંના **બરગો માસ્તર**ને ભેટમાં અકેકી આપી, તેના બદલામાં તેઓએ મને એક હજાર રૂપીઆ લેવાની અરજ કરી પણ તેની મેં ચોખી ના પાડી.

મગરનાં ચામડાંમાં તો અંદર ધાસ ભરીને **આમસ્ટરડામ**ના અજાએબખાનામાં તેને રાખવામાં આવ્યું છે, જ્યાં આગળ બતાવનાર એ મગર સંબંધી સઘળી વાત જોનારને જરૂર જેટલો મરી મસાલો ભભરાવીને કહેછે. કેટલીક વખત તો તે ભાઈ એટલી છાંટ મારીને કહેછે કે તે સિંહ મગરીનાં પેટમાં થઇને પાછલા ભાગમાંથી નીકળીને નાહશી જતો હતો, એવામાં તેનું માથું જણાયું કે તરતજ મહાન **બેરન સાહેબે** તે તથા મગરીની પૂછડી ને પાછલા ત્રણ પગ કાપી નાંખ્યા; એ ઉપરાંત તે એટલે સુધી કોઇવાર તોપ મારેછે, કે જેવી મગરીની પૂછડી કપાઈ ગઈ કે તરતજ તેણે પાછળ ફરીને **બેરન સાહેબ**ના હાથમાંથી તરવાર છીનવી લીધી, અને એટલી તો આતુરતાથી તે ગળી ગઇ કે તેથી તેનું કાળજું ભોંકાઈ જવાથી તરતજ ત્યાં મરી ગઈ.

આ લુચ્ચા જૂહાએ સાચવટપર બીલકુલ ધ્યાન ન આપતાં જે આવી ખોટી તોપો મારી છે, તેથી મને ફીકર થાયછે કે મારી ખરી વાતપર પણ લોકો વહેમ લાવશે, ને કહેશે કે એ બધી પણ થંડા પહોરની તોપોજ હશે.



## પ્રકરણ ૨ જું.

ઝાકળ અને બરફથી રસ્તા સાફ હશે એમ ધારીને ભર શિયાળામાં **રૂશિયાની** મુસાફરી કરવાને હું નીકળ્યો. ઘોડાપર બેસીને ફરવાનો મને ઘણો શોખ હતો તેથી મેં તેજ વાહન પસંદ

કર્યું. મેં કપડાં ઘણાં થોડાં પેહર્યાં હતાં પણ તેની જરૂર જેમ જેમ હું ઇશાન તરફ જતો ગયો તેમ તેમ મને વધારે લાગવા માંડી. એક બિચારા ઘરડા માણસને **પોલાંડ**માં એક બરફથી ઢંકાઈ ગયેલા રસ્તાપર નિરાધાર, ટાઢે ઠુંઠવાતો અને શરીર ઢાંકવાને એક કપડું સરખું પણ નહિ એવી હાલતમાં મે જોયો, તે પરથી જોકે મને પણ ટાઢ સખત લાગતી હતી છતાં તે બિચારાપર મને દયા આવવાથી મેં મારો ઝભ્ભો કાઢી તેનાપર ફેંક્યો. એ વખતે આ ઉદારતાનાં કામ માટે આકાશવાણી થઇ કે "શાબાશ બેટા, આનો તને વખતસર બદલો મળશે."

મેંતો આગળ ચાલ્યાજ કર્યું. રાત ઘણી અંધારી થઇ હતી, કંઈ પણ ગામડું જણાતું નહોતું, આખા દેશપર બરફ પથરાઈ ગયું હતું, અને રસ્તો કંઇ મને સૂઝતો નહોતો.

છેક થાકી જવાથી હું ઘોડાપરથી નીચે ઉતરીને બરફના ઢગલાની ઉપર ઝાડનાં ઠુંઠાં જેવું કંઇ દેખાતું હતું તેની સાથે મેં તેને બાંધ્યો. મારી પિસ્તોલ મારા હાથ નીચે દાબીને બરફ ઉપરજ હું પડ્યો, ને ત્યાં એવી તો ભર ઉંઘમાં પડ્યો કે અજવાળું થયું ત્યાં સુધી મારી આંખ ઉઘડીજ નહીં. સહવારે હું જાગ્યો ત્યારે મને માલમ પડ્યું કે એક ગામના મધ્ય ભાગમાં આવેલાં દેવલ આગળ હું હતો, એ વખતે મને કેટલો અચંબો લાગ્યો હશે તેનો તમેજ ખ્યાલ કરી લો. મારા ઘોડાને માટે આસપાસ જોઉંછું, તો તે ત્યાં કંઇ જણાયો નહીં, પણ પછી થોડીવારે મારી ઉપર ખોંખારતો મેં તેને સાંભળ્યો. ઉંચે જોયું તો માલમ પડ્યું કે દેવલની શિખરની ટોચમાં તેની લગામ ભેરવાઈ રહેવાથી તે લટક્યા કરતો હતો. હવે મને સમજણ પડી કે રાતે આખાં ગામપર બરફ પથરાઇ ગયું હતું, ત્યાર બાદ હવામાં એકદમ ફે-

રફાર થઇ જવાથી જેમ જેમ બરફ પિગળતું ગયું, તેમ તેમ ઉંઘમાં ધીમે ધીમે હું પણ નીચે દેવલ આગળ આવી પડ્યો; અને અંધારાંમાં બરફની બહાર ઝાડનું ઠુંઠું જેવું દેખાતું હતું ને જેને મેં મારો ઘોડો બાંધ્યો હતો, તે તો હવે દેવલના મિનારાની શિખર માલમ પડી.

આ વખતે લાંબો વિચાર કર્યા વિના મેં મારી પિસ્તોલ ફોડી એટલે લગામના બે કટકા થયા કે જેથી મારો ઘોડો નીચે પડ્યો, ને મેં મારી મુસાફરી પાછી શરૂ કીધી. (આ વખતે **બેરન સાહેબ**ની દયા કોણ જાણે ક્યાં ઘુસી ગઈ હતી; કારણ કે પોતાના ઘોડાને આટલો બધો વખત ભૂખે માર્યા પછી કંઇ પણ ઘાસ ચારો આપ્યો નહોતો.)

હું **રૂશિયા**ના મધ્યભાગમાં જોસ્સા બંધ વધ્યો જતો હતો. શિયાળામાં ઘોડાપર મુસાફરી કરવી મને ઠીક લાગી, તેથી તે દેશના રિવાજ પ્રમાણે બરફપર ચાલવાની એક ઘોડા ગાડી મે લીધી, ને પાછો ઝપાટા બંધ **સેન્ટ પીટર્સબર્ગ** તરફ ચાલ્યો. મને બરોબર યાદ નથી કે **ઇસ્ટ લેન્ડ**માં કે ક્યાં, પણ એટલું તો ખરૂં કે એક બિહામણાં જંગલની વચોવચથી મે એક વિક્રાળ વરૂને મારી પાછળ પડેલો જોયો. તેણે મને તરતજ પકડી પાડ્યો. આ વખતે નાશી જવાનો કંઇ પણ સંભવ નહોતો, તેથી કરીને મારી (સ્લેજ) **બર**ફનીગાડીમાં હું ચત્તો ચપાટ સૂઇ ગયો, ને ઘોડાને તેની મરજી પ્રમાણે હમારી સહી સલામતી માટે જોસબંધ દોડવા દીધો. એ વખતે જેમ હું ધારતો હતો તેમ તરતજ બન્યું. તે વરૂએ મારેમાટે તો કંઇ દરકાર કરીજ નહીં, પણ મારી ઉપરથી કૂદી જઇને ઘોડાનાપર તલપ મારીને તે બિચારાં જાનવરનો પાછલો ભાગ ફાડીને ખાઈ જવા માંડ્યો, તેથી કરીને



બેરનના ઘોડાનો છૂટકારો..

તેણે જીવ લઇને નાસવા માંડયું. આ પ્રમાણે તેણે મને જોયોજ નહીં, એટલે હું સહી સલામત રહ્યો, તેથી ધીમે રહીને મારૂં માથું મેં ડરતાં ડરતાં ઉંચું કરીને જોયું તો માલમ પડયું કે વરૂ ખાતું ખાતું તે બિચારા ઘોડાનાં છેક પેટમાં પહોંચી ગયું હતું. તે અંદર બરાબર ગયું છે એમ મેં જોયું કે તરતજ તેનો લાભ લઇને મારી ચાબકના દાંડાએ વતી હું તેના ઉપર તૂટી પડયો. તેની પાછળથી આ અણધાર્યો હલ્લો મેં તેના ઉપર કર્યો, તેથી તે તો એટલું બધું ગભરાઈ ગયું કે પોતાનામાં હતું, તેટલાં જોરથી તે આગળ કૂદી પડયું. એમાં બન્યું એવું કે ઘોડાનું જે ઠાઠું હતું, તે જમીનપર પડયું, અને તેની જગાએ તે વરૂ જોડાઇ ગયું, તેને ચાબક માર માર કર્યા કીધી, તેથી મારા અને તેના ન ધારવા પ્રમાણે અમે સહી સલામત **સેન્ટ પીટર્સબર્ગ**માં આવી પહોંચ્યા. તે વખતે ત્યાં હમને જોઇને બધા લોકો ઘણા અજાયબ પામ્યા.

---

## પ્રકરણ ૩ જું.

હું લશ્કરી નોકરીમાં દાખલ થયો ત્યાર પહેલાં કેટલાક મહિના સુધી એક પૂરેપૂરા છેલ છબીલા ગૃહસ્થની માફક મારો પૈસો તથા વખત મેં નકામો વાપરી નાખ્યો હતો. સૌથી બહાદુર અને હુશિઆર શિકારીઓની સાથે મોટાં જંગલોમાં શિકાર કરવામાંજ હું મારો ઘણો ખરો વખત ગાળતો હતો. તે વખતની ગમતો અને રમતો મને યાદ આવેછે કે તરતજ મારામાં જોમ આવેછે, ને તેમ ફરીથી મોજ મઝા મારવાનું મને ઘણું મન થઈ આવેછે. એક સવારે મારા ઓરડાની બારીમાંથી થો-

ટેક દૂર આવેલાં તળાવમાં જથાબંધ જંગલી બતકો મારી નજરે પડ્યાં. એક ક્ષણમાં મેં મારી બંદુક ખૂણામાંથી હાથમાં લીધી, અને એવા જોસ્સાથી દાદરેથી ઉતરીને હું બહાર ગયો, કે તે વખતે બારણાની બારસાખ સાથે ધડ લઈને મારૂં માથું અથડાયું, ને મારી આંખમાંથી બળતા તણખા નીકળ્યા. એથી કાંઈ ગભરાઈને હું અટક્યો નહીં, પણ તરતજ બંદુકનો બહાર થઈ શકે એટલો નજીક જઈ પહોંચ્યો, ને મારી બંદુક તાકીને જેવો બહાર કરવા જાઉંછું કે તરતજ તે વખતે ઘણી દીલગીરી સાથે મને માલમ ડ્યું કે જોસ્સામાં હું અથડાયલો તેને લીધે બંદુકનો ઘોડો પણ ઉખડી ગયો હતો. હવે વિચાર કરવાને કાંઈ વખત રહ્યો નહોતો. તેજ વખતે મને યાદ આવ્યું કે મારી આંખમાંથી બળતા તણખા નીકળતા હતા, તેથી કરીને બંદુકને મારી આંખ આગળ ધરી બતકો સામા બરોબર તાકીને મારી મૂઠી એક આંખ આગળ તૈયાર રાખી [ આ વખતથી **બેરન**ની આંખમાં હમેશાં આતસ રહે છે, અને તેમાં વળી આ બિના કહેછે ત્યારે તો તે આબેહુબ માલમ પડે છે ] ને જોરથી મુક્કી મારી કે તેમાંથી તણખા નીકળ્યા, તે બંદુકની અંદર ગડએલા દારૂને લાગવાથી એવો સાબીત બહાર થયો કે એકે સપાટે પચાસ જોડાં બતકનાં, પચીસ કબૂતર અને છ જળકૂકડીઓને તફડાવી પાડ્યાં. સમય સૂચકતાને લીધેજ દરેક જોખમ ભરેલાં કામમાં ફતેહ મળે છે. એનેજ લીધે યોદ્ધાઓ અને ખલાસીઓના ખરા જોખમની વખતે જીવ બચેછે. તેમજ શિકારીઓને પણ એથીજ ફતેહ મળે છે. ત્યાર પછી **રૂશિયા**નાં એક રળીઆમણાં જંગલમાં એક સુંદર કાળી લોંકડી મારી નજરે પડી. તેની ચામડી એવી તો ઉમદા હતી કે ગોળીથી તેમાં એક કાણું પણ પાડવાનો મારો જીવ

ચાલ્યો નહીં. તે લોંકડી એક ઝાડપાસે ઉભી હતી તેથી કરીને એક પલકારામાં બંદુકની અંદરથી ગોળી કાઢી લઇને તેની જગ્યાએ અણીવાળો એક ખીલો મૂકીને મેં બહાર કર્યો, તે એવી ચાલાકીથી કે તે ખીલાથી તેની પૂછડી ઝાડનાં થડ સાથે વળગી રહી, એટલે પછી હું તેની પાસે ગયો, મારો છરો કાઢી તેનાં મોં ઉપર આડો કાપ કર્યો, મારા હાથમાં ચાબુક લીધી અને તેણે વતી તેને એવી તો ફટકાવી કે પોતાની સુંદર ચામડી ત્યાંજ ઉતારીને તે નાશી ગઈ.

દૈવયોગે ઘણી ખરીવાર આપણી ભૂલો સુધરે છે, તેનો તાજો દાખલો જ્યારે ભર જંગલમાં ડુક્કર અને ડુક્કરીને એક બીજાની પાછળ દોડતાં મેં જોયાં ત્યારે મળ્યો. મારી ગોળી છટકી ગઇ પણ આગળનું ડુક્કર નાશી ગયું અને પાછળની ડુક્કરી તો જાણે જમીન સાથે ચોંટી ગઇ હોય તેમ સ્થિર ઉભી રહી. પાસે જઈ તપાસ કરતાં માલમ પડ્યું કે તે તો એક બિચારી ઘરડી આંધળી ડુક્કરી હતી, તેણે દોરવવાને માટે પેલા ડુક્કરની પૂછડી પકડી હતી. મારી ગોળી એની વચ્ચે થઇને જવાથી તેને દોરવતી દોરી કપાઇ ગઈ, પણ પેલી ડુક્કરી તો તે પોતાનાં મોંમાં પકડી રહી હતી; અને તેના દોરવનારે કંઇ તેને આગળ દોરવી નહીં તેથી તે બિચારી તો ત્યાંજ અટકી, તેથી કરીને પૂછડાનો છેડો જે લટકતો હતો તે મારા હાથમાં લઇને હમો બંનેમાં અરસ્પરસની ધાસ્તી સિવાય તે બિચારી ડુક્કરીને હું ઘેર દોરવી લઇ ગયો.

આ જંગલી ડુક્કરીઓ જેટલી વિક્રાળ હોયછે, તેના કરતાં પણ વધારે ક્રૂર સૂવરો હોય છે, તે એક વખતે જ્યારે મારી પાસે કાંઇજ બચાવનું હથિઆર નહોતું ત્યારે મને એક જંગલમાં મળ્યું. એ દુષ્ટ પ્રાણી જેવું જોરથી પોતાના દાંત મારા પેટમાં ભોંકી

દેવાને આવતું હતું તેવો તરતજ હું ત્યાં આગળ ઓકનું ઝાડ હતું, તેનાં થડ પાછળ સંતાઇ ગયો કે પેલો ધા તે થડમાં લાગ્યો, તેપણ એટલા જોસ્સામાં કે ઝાડ કોચીને આરપાર તેના દાંત નીકળી આવ્યા. આથી કરીને એટલું થયું કે તેનાથી વધારે ધા મારી શકાયા કે નાશી જવાયું નહીં. મેં મારા મનમાં વિચાર કર્યો કે ઠીક થયું, હવે આવ્યું મારા સપાટામાં, એમ ધારીને તરતજ મારી પાસે એક મોટો પથરો પડ્યો હતો, તે લઇને તેણેવતી પેલા બહાર નીકળી આવેલા દાંતને એવી રીતે વાળી દીધા કે ગમે તેમ કરે તોપણ પાછા બહાર નીકળેજ નહીં. પછી મેં શું કીધું કે એવી હાલતમાં તેને મૂકી, પાસેનાં ગામડાંમાં જઇને દોરડાં અને એક ગાડું શોધી કાઢયાં, તે લાવીને તેને ખૂબ કસીને બાંધીને ગાડાંમાં નાંખીને પછી સહી સલામત જીવતું ઘેર હું લઈ આવ્યો.



## પ્રકરણ ૪ થું.

એક દિવસ જંગલમાં શિકાર કરતાં મારી પાસેની દારૂગોળીઓ પૂરી થયા પછી જરા નિરાંતે હું બેઠો હતો, તે વખતે ઓચિંતુ એક મોટું ભપકાદાર દેખાવડું સાબર જાણે કે મારી પાસેનો દારૂગોળીનો જથો પૂરો થયો હોય એમ જાણીને મારી પાસે આવી પહોંચ્યું. તે વેળા તરતજ મારી પાસે થોડો દારૂ હતો તે ગડબ્યો, ને તેનાપર ગોળીને ઠેકાણે એક મૂઠી બોરના ઠળીઆ કે જે મેં ઉતાવળમાં ખાઇને એકઠા કરી રાખ્યા હતા, તે ગડબી તેનાપર એવો તો સાબીત બહાર કસ્યો કે તે બરોબર તેન કપાળમાં બે શિંગડાંની વચ્ચોવચ જઇને તેને લાગ્યો, જેથી તે



સાબરનાં માથાંપર બોરડી.

બેભાન જેવું થઇને ત્યાંથી લથડીઆં ખાતું ખાતું નાશી ગયું. એક બે વરસ પછી શિકારીઓની ટોળીમાં હું તેજ જંગલમાં પાછો આવ્યો, ત્યારે એક સાબરનાં માથાંપર બે શિંગડાંની વચ્ચે એક બોરડી ઉગેલી મેં જોઈ, ત્યારે પહેલાં જે સાહસ કામ કરેલું તે મને યાદ આવ્યું, એટલે તે મારીજ માલકીનું છે એમ માનીને એક ગોળીથી તેને તરફડાવી પાડ્યું, ને તેના માથાંપરથી બોર તોડીને ખાધાં, તે એવાં તો મીઠાં લાગ્યાં કે તેવાં મે મારા જન્મારામાં ખાધાં નહોતાં.

બીજી વખત ઉપર કહી ગયો તેજ પ્રમાણે જ્યારે મારી પાસે દારૂગોળી થઇ રહી હતી ને હું ઘેર જતો હતો, તે વખતે એક મોટું ભયંકર રીંછ જાણે મને ગળી જવાનું હોય તેમ મોં પોહોળું કરીને ઉતાવળું મારી તરફ આવતું હતું. દારૂગોળી માટે મારાં બધાં ગજવાં તપાસ્યાં પણ કાંઈ પત્તો લાગ્યો નહીં. પણ સારે નસીબે બે ચકમકની પથરીઓ નીકળી આવી, તેમાંની એક તેનાં ખુલ્લાં મોઢાંમાં મે એવી તો તાકીને જોરથી ફેંકી કે તે તેનાં ગળાંમાં ઉતરી ગઈ. તેથી તેને ઘણું દુઃખ થવા લાગ્યું ને આમ તેમ તેણે તરફડીઆં મારવા માંડ્યાં. એવામાં તેની પાછળથી મેં બીજી પથરી એવી તો જોરમાં ને ચાલાકીથી ફેંકી કે તે અંદર ચાલી જઈને પેહેલી ગયેલી પથરી સાથે ઘસાવાથી એકદમ અગ્નિ પેદા થઈને એવો તો મોટો ધડાકો થયો કે તે બિચારાં રીંછને ચૂરે ચૂરા કરીને કોણ જાણે ક્યાંનું ક્યાં ઉડાવી મૂક્યું. આ વખતે હું સહિસલામત રહ્યો ખરો, પણ એવી અજમાએસ ફરીથી નહીં કરવી એમ મેં તેજ દિવસથી નિશ્ચય કીધો. આવી જાતનાં સાહસ કામો કોઈવાર જાનને જોખમમાં નાખેછે. જ્યારે જ્યારે મારી પાસે દારૂગોળીઓ થઈ રહેતી ત્યારે ત્યારે

ક્રૂરમાં ક્રૂર પ્રાણીઓને પણ જાણે તેની ખબરજ પડી હોય, તેમ મારાપર ધસી આવતાં. તેમજ વળી પાછું એક દિવસ એક વરૂ મારાપર એવા જોસથી ધસી આવ્યું કે તે વખતે હાથ ચાલાકી કર્યા સિવાય બીજો કંઈ રસ્તો રહ્યો નહોતો, તેથી મૂઠીવાળીને છેક ખભા સુધીનો મારો હાથજ તેનાં મોકળાં કરેલાં મોંમાં મે ઘુસાવી દીધો. આ વેળા હમે એક બીજા સામું આડી નજરે જોયા કરતા હતા, પણ તેમાં વળ્યું શું. જો હું મારો હાથ પાછો કાઢી લઉં છું તો વધારે જોસ્સાથી મારીપર તે ધસી આવે, તેટલામાટે તેની પૂછડી પકડીને એક મોજાંની માફક તેના શરીરનું ખોળીઉં ઉંધું કરી નાખીને મેં તેને ફેંકી દીધું.

પણ આ તદબીર કાંઇ એક ગાંડા કૂતરા સાથે ચાલે તેમ નહોતું. એવું બન્યું કે હું ઘેર જતો હતો ત્યારે એક સાંકડી ગલીમાં એક ગાંડો કૂતરો મને સામો મળ્યો. તેની સાથે મારૂં કાંઇ ચાલ્યું નહીં, ત્યારે મારો રૂવાંનો ઝભ્ભો જે હતો તે તેના ઉપર નાંખી હું તો ઝડપથી નાશી જઇ ઘરમાં ભરાઈ ગયો, ને પછી મારા નોકરને તે લઇ આવવાને મોકલ્યો. તે લાવીને મારાં કપડાં મૂકવાના ઓરડામાં તેણે ભેરવ્યો. બીજે દિવસે તેજ નોકર તે ડગલાને સાફ કરવા જતાં જ્યારે બૂમ પાડી ઉઠયો કે સાહેબ, તમારો ઝભ્ભો તો ગાંડો થઇ ગયોછે, ત્યારે હું તો અજાયબ પામ્યો ને ગભરાયો. ત્યાં જઇને જોઉં છું તો તે ઝભ્ભાએ મારાં સઘળાં કપડાં વિખેરીને ફાડીને ચીથરે ચીથરાં કરી નાંખેલાં મેં જોયાં.



## પ્રકરણ ૫ મું.

શિકારી, વહાણવટી અને લડવૈયામાં પોતાના ધંધામાં પ્રવીણતા

ઉપરાંત સમય સૂચકતા અને હિમ્મત હોય છે, તોજ સારે નસીબે તેઓ મોટાં જોખમમાંથી ખરી એનની વખતે બચી જાયછે, પણ તેઓ જો પોતાનાં નસીબપર અને ગ્રહોપરજ આધાર રાખીને બેસે અને પોતાના બચાવનાં સાધનો નહીં વાપરે, તો તે ખરો બેવકુફ ગણાય. હું તો એમાંના એક પણ ઠપકાને પાત્ર નહોતો, કારણ કે મારા સારામાં સારા ઘોડા, કુતરા, બંદુક અને તલવારને માટે, તેમજ તે કેવી સારી રીતે વાપરી શકું છું, તેને માટે હું દુનિયામાં ઘણો પ્રખ્યાત થયો છું. મારા તબેલા, હથિઆર રાખવાની જગ્યા વિગેરેપર વધારે કહેવા માંગતો નથી, પણ મારી એક ઘણી પ્યારી કૂતરીને માટે બે બોલ કહ્યા વગર મને ચાલતું નથી. તે જાતે શિકારી કૂતરી હતી અને તેના કરતાં વધારે સારી મેં કદી જોઇ નથી. તે મારી પાસે રહીને ઘરડી થઈ, અને તેનાં કદનાં પ્રમાણમાં તેનામાં દોડવાની ઝડપ એટલી બધી હતી કે તેને માટે જેટલું કહું તેટલું ઓછું. એ મારી ચાલાક કૂતરીને શિકારે જતી વખતે હું દરરોજ મારી સાથે રાખતો હતો. એક દિવસે એક અસાધારણ કદનાં મોટાં સસલાં પાછળ હું દોડતો હતો, ત્યારે મને ઘણી ફીકર લાગી કે મારી કૂતરી જેને ગર્ભ રહ્યા હતા તે તેની પાછળ પડી શકશે નહીં, પણ તેથી ઉલટું એમ બન્યું કે તે એટલી તો ઝડપથી પેલી સસલીની પાછળ દોડી કે મારો ઘોડો પણ ઘણી મુશીબતે તેનાથી લગભગ સો કદમ પાછળ રહી શક્યો. એવામાં એકાએક મેં શિકારી કૂતરાઓના જેવો, પણ ઘણો ધીમો, અવાજ સાંભળ્યો. પણ પાસે આવી પહોંચીને જોઉં છું તો માલમ પડયું કે દોડતાં દોડતાં તે સસલી વીઆઇ ગઇ હતી, તેમજ મારી કૂતરીને પણ થયુ હતું, એ જોઇને હું તો ઘણો અજાયબ પામ્યો. આમ છતાં પણ પેલી સસલી આગળ, અને

પાછળ મારી કૂતરી, દોડી જતી હતી. આ પ્રમાણે શરૂઆતમાં મેં એક સસલી અને કૂતરીને જોયલી, તેને બદલે હમણાં તો છ સસલાં અને તેટલાંજ કૂતરાં ત્યાં થઈ ગયાં.

આ કૂતરીનાજ જેવો એક એવો તો સરસ ઘોડો મને મળી આવ્યો કે તેવો ગમે તેટલા પૈસા ખરચતાં પણ મળે નહીં. એ ઘોડો અણધાર્યો મારા કબજામાં આવ્યો, ત્યારેજ હું કેવો બહાદુર અને સરસ ઘોડેસ્વાર છું તે બધાંને બતાવવાનો મને વખત આવ્યો. એક વખત હું મારા એક ઓળખીતા ઉમરાવનાં કુટુંબને મળવા ગયો, અને ત્યાંની સ્ત્રીઓ સાથે ચાહ પીવા બેઠો હતો તે વખતે, હે ગૃહસ્થો, ઉછરતાં લોહીનો એક પાણીદાર ઘોડો ઘોડશાળામાંથી તરતજ આવ્યો, તેને જોવાને બધાં નીચેના કમ્પાઉડમાં ગયાં. તેવામાં મેં જેવી એક મોટી બૂમ સાંભળી કે તરતજ હું નીચે ગયો, ને જોઉં છું તો તે એટલો બધો તો તોફાને ચઢી ગયો હતો કે એક સારામાં સારો ઘોડેસ્વાર પણ તેની પાસે જઇ ન શકે, તો તેનાપર સ્વારી તો શુંજ કરી શકે. એથી સઘળા તો નિરાશ થઇને ઉભા, પણ હું તો એક છલંગમાં તેની પીઠ ઉપર ચઢી બેઠો, અને તેને આમ તેમ આંટા ફેરવીને નરમ ઘેંસ જેવો ને સીધો દોર મે કરી દીધો. આથી પણ મારી વધારે ચાલાકી બતાવવા ખાતર તે ઘોડાને કૂદાવીને ઓરડાની બારીમાંથી હું અંદર લઇ ગયો, ત્યાં કેટલાક આંટા ફેરવ્યા અને પછી ચાહ પીવાની ટેબલપર તેને ચઢાવ્યો, ત્યાં પણ તે એવી તો હોંશિઆરીથી વર્ત્યો કે ટેબલપર મૂકેલી એક પણ ચાહની ચીની કે ચલાણું ભાગ્યું કે હલાવ્યું નહીં. એ જોઇને પેલી સ્ત્રીઓ તો ઘણી અજાએબ થઇ ગઈ. આ પરથી તેમનો અને તેમના મુરબ્બીઓનો મારે માટે એવો તો સારો મત બંધાઇ

ગયો, કે તેમણે તે ઘોડો બક્ષિસ તરીકે સ્વિકારવાની મને વિનંતી કરી, એવી આશાથી કે તૂર્ક લોકોની સાથે કાઉન્ટમ્યૂનીચની સરદારી નીચે જે લડાઇ થવાની હતી તેમાં હું એટલીજ હોંશિઆરીથી ભાગ લઇશ.

આ ઉપરથી મેં તે ઘોડાની બક્ષિસ સ્વિકારી અને જેવા ઉમંગથી મેં તેને લીધો, તેવાંજ ખરાં દિલથી તેણે મારી નોકરી બજાવી. તે એવો તો તાબેદાર, તેજી અને જુસ્સાવાળો હતો કે તેને માટે અહીંઆં જેટલું કહું તેટલું ઓછું છે.

આ ઘોડાને લઇને હું લડાઇમાં ગયો, ત્યાં હમે હમારી એટલી તો બહાદુરીથી ફતેહ મેળવી કે તેનું બ્યાન હું મારી જાતે કરૂં તો હલકાઈ જણાય, પણ એટલું કહું તો ચાલે કે હું જો નહીં હતે તો ફતેહ કેવી રીતે મળતે તેની તો મારા ઉપરી સરદારની ખાતરી થઇ ગઈ છે. જો કે એ તો ખુલ્લુંજ છે કે લડાઇમાં સોલજરોની હિંમતને લીધેજ ફતેહ મળે છે, પણ તેનો બધો જશ તો સરદારો અને રાજા લઇ જાયછે.

આથી હું કંઈ મારાં બાંકાં ફુંકવા માગતો નથી, પણ મેં જે બધું કીધું તે મારી એક ફરજની ખાતરજ કીધું હતું. એમ છતાં પણ મારે કહેવું જોઇએ કે હું એક ઘોડેસ્વાર ટૂકડીનો સરદાર હોવાથી મારે ભાગે કેટલાક હુમલા કરવાના આવ્યા હતા, ત્યારે મારા હાથ નીચેના ઘોડેસ્વારોને ફતેહ મળી હતી, તે તેમને દોરવવાની મારી તદબીરને લીધેજ હતી. એક વખત લડાઈના છેક આગલા ભાગમાં હમે આવી પડ્યા, તે વખતે હમારા દુશ્મન **તૂર્કીઓ** પર એકદમ હમે એવો ધસારો કીધો કે તેઓ બધાને વિખેરી નાંખ્યા ને બાકી રહેલાને પોતાનાં કબજાવાળાં શેહેરમાં

હાંકી કાઢ્યા તો કાઢ્યા, પણ તેની પાછળ હમે પણ શેહેરમાં લાગુજ રહ્યા.

આ વખત મારા ઘોડાની અતિશય ઝડપથી હું મારી સઘળી ટૂકડીની આગળ અને પેલા દુશ્મનોની છેક પાછળ ને પાછળ રહ્યો હતો. તે વખતે તેઓને તે શેહેરનાં સામા દરવાજામાં થઈને નાસી જતાં મે જોયા, ત્યારે ધાર્યું કે મારાં સઘળાં માણાસોની રાહ જોતો બજારના ચકલા આગળ ઉભો રહું તો ઠીક કે તેમના ભેગો થાઉં. એવા વિચારથી હું ત્યાં ઉભો, પણ જ્યારે મારા એક પણ ઘોડેસ્વારને મારી પાછળ ન જોયો ત્યારે મને કેટલો અચંબો થયો હશે તેનો તમેજ ખ્યાલ કરી લો. શું તેઓ મોહોલ્લાઓમાં લૂટફાટ કરતા હશે? અથવા તેમનાપર ત્યાંના લોકો તૂટી પડ્યા હશે, કે તેમનું શું થયું હશે? એવા વિચાર મને આવવા માડ્યા. હું ધારૂંછું કે તેઓ પાછળ તો નહીંજ રહી ગયા હોય, એટલે હમણા મને આવીને બધા મળશે, એવી આશામાં હું મારા બહાદુર ઘોડાને ત્યાં આગળ જે એક ઝરો હતો ત્યાં પાણી પીવાને લઈ ગયો. તેણે એટલું તો પાણી પીધું કે જાણે તે ધરાયોજ ન હોય. આમ તે પાણી પીયાજ કરતો હતો તે વખતે મારા ઘોડેસ્વારને માટે પાછળ હું જેવો જોઉંછું તો—શું મને માલમ પડ્યું!—બિચારા ઘોડાની પીઠ અને પાછલા બે પગજ ન મળે! અને બાકી રહેલી પીઠમાંથી પાણીનો ધોધવો વહ્યાજ કરતો હતો! આ કેવી રીતે બન્યું તેનો મને તો કંઈ પણ ખ્યાલ આવ્યો નહીં, પણ તેની તપાસ કરવાને દરવાજા આગળ જઈને હુ જોઉંછું, તો તેનો પાછલો ભાગ તરફડતો પડ્યો હતો, તેપરથી કહી શકુંછું કે જ્યારે હું દરવાજામાં દુશ્મન પાછળ ધસી આવતો હતો તે વખતે દરવાને મને અટકાવવાને દરવાજો એકદમ બંધ કરી



બેરનનો ઘોડો પાણી પીતાં ધરાતોજ નથી.

દીધેલો. તે એવા જોરથી કે તેને છેડે જે તલવારની ધાર જેવી બારીક પટી હતી તેથી તેનો પાછલો ભાગ તેમાં આવી જવાથી તે કપાઈને બહાર રહી ગયો હશે. એવામાં મારો એક ખવાસ ત્યાં આવી પોહોંચ્યો, તેણે પોતાની કંઈ તદબીરથી ત્યાં આગળ વેલાની ડાંખળીઓ અને પીછાંઓ પડ્યાં હતાં તેણે વતી તે બંને ભાગોને તરત ને તરત સીવી દીધા ન હતે તો મને તો ઘણું નુકસાન થતે. મારે સારે નશીબે તે જગ્યા રૂઝાઈ ગઈ અને તેમાં વળી બીજું શું નવાઈ જેવું થયું તે જો હું કહીશ તો તમે પૂરા અજાયબ થશો; તે એ હતું કે પેલી ડાંખળી કે જેણે વતી ટાંકા મારી દીધા હતા, તેનાં તો તેની પીઠમાં મૂળીયાં બાઝયાં, તે વધ્યાં અને બેસવાની જગ્યા ઉપર જેવો એક નાનો સરખો તેનો માંડવો થઈ રહ્યો. આથી કરીને મારા બહાદુર ઘોડાની છાયા નીચે હું પછીથી ઘણીઓ ચઢાઈ પર જઈ આવ્યો.

---

## પ્રકરણ ૬ ઠ્ઠું.

હું મારાં સઘળાં પ્રયત્નોમાં હમેશાં ફતેહમંદ નીવડતો નહોતો. એક વખત એવો બનાવ બન્યો કે **તૂર્કી** લોકો સાથેની એક લડાઇમાં મારી સામાં ઘણાં માણસો થઇ જવાથી હું તેમના હાથમાં આવી ગયો, એટલે તેમણે મને કેદી કરી લઈને તે લોકોના એક દુષ્ટ રિવાજ પ્રમાણે ત્યાંના **સુલતાનને** ત્યાં વેચ્યો. અહીંઆં હું તેનો ઘણો માનીતો થઈ પડયો તેથી મને જે કામ સોંપતા તે ઘણું કઠણ કે મેહેનતવાળું નહોતું, પણ ઘણું સેહેલું પણ જરા કંટાળો ઉપજાવે એવું હતું. તે કામ એ હતું કે **સુલતાનની** જે સઘળી મધમાખો હતી તેને દરરોજ ચરવાની જગાએ

હાંકી લઈ જવી, તેની સાથે આખો દિવસ ત્યાં રહેવું ને રાત પડે કે સૌને પોત પોતાના માળામાં મારે હાંકી લઈ જવી. એક સાંજે એવું બન્યું કે તે મધમાખોમાંની એકને બે રીંછોએ પકડી, ને તેણે એકઠું કરેલું મધ લઈ લેવાને તેને ફાડી ખાવા જતાં હતાં, એટલામાં મારી નજર તેનાપર પડી. એ વખતે મારા હાથમાં બીજું કંઈ ઓજાર નહોતું, પણ ફક્ત એક રૂપાંની કૂહાડી કે જે તે **સુલતાન**ના બધા માળી તથા ખેડુતને ખાસ આપવામાં આવે છે તે હતી, તે મેં તે લૂટારાં રીંછ તરફ એવા ઈરાદાથી ફેંકી કે તેથી બીહીને નાશી જાય ને પેલી બિચારી મધમાખને છોડી દે, પણ કમનશીબે તે ફેંકતાં મારો હાથ ઉંચો થઈ ગયો તેથી તે તો ચઢતી ચઢતી છેક ચંદ્રમાપર જઈને અટકી. હવે મારે તેને પાછી કેમ લાવવી તેના મોટા વિચારમાં હું તો પડયો. એટલામાં મને યાદ આવ્યું કે તૂર્કીશિંગનાં ઝાડો ઘણાં જલદી ઉગે છે ને તે ઘણાંજ ઉંચાં વધે છે, તે પરથી મેં તેનું એક બી રોપ્યું. એમાંથી જરા વારમાં ફણગા ફૂટચા ને પછી એકદમ તે ઝાડ એટલું તો ઉંચું વધતું ચાલ્યું કે છેક ચંદ્રને જઈને અડકયું. હવે મારે કરવાનું એટલુંજ રહ્યું હતું કે તેના પરથી ચઢીને ચંદ્ર ઉપર જવું. ત્યાં હું સહી સલામત પહોંચી ગયો, પણ ત્યાં આગળ સઘળી ચીજોજ રૂપાંના જેવી ઉજળી ચળકતી હતી તેથી તેમાંથી પેલી કૂહાડીને કેમ શોધી કાઢવી તે બહુ મુશકેલ પડયું. આખરે એક ઘાસ પુંજના ઢગલામાંથી મેં તે શોધી કાઢી. એ મળી એટલે પાછા નીચે ઉતરવાની મે તૈયારી કરી, પણ જૂઓ મારી કમબખ્તી. સૂરજના તડકાથી તે ઝાડ સૂકાઇને ચીમળાઇ ગયું હતું, તેથી તે મારાં કામમાં બીલકુલ આવે તેમ નહોતું. એ પરથી મેં શું તદબીર શોધી કાઢી કે ત્યાં જે ઘાસ પડયું હતું તેનું મેં એક ખૂબ લાંબુ



ચંદ્રમા પર જઈને બેરન કુહાડી લઈ આવેછે.

દોરડું વણી કાઢ્યું ને તેનો એક છેડો ચંદ્રનાં એક શિંગડાં જોડે મેં બાંધ્યો, જે પકડીને સરતો સરતો હું છેક તેને છેડે આવ્યો. અહીંઆં આવ્યા પછી મારે ડાબે હાથે તે દોરડાંનો છેડો મજબૂત પકડી રહ્યો, ને જમણા હાથમાં પેલી કૂહાડી પકડીને ઉપલા ભાગનો લાંબો છેડો જે હવે નકામો હતો તે મેં તે વતી કાપીને વળી પાછો નીચે બાંધ્યો, ને તેણે વતી સરતો સરતો નીચે ઉતર્યો, એમ કરતાં કરતાં તે દોરડાંમાં એટલા બધા આમળા ને વળ પડી ગયા કે તે આખરે હું જમીનથી લગભગ ચાર પાંચ માઇલ ઉપર હતો તેટલામાં તૂટી ગયું, તેથી હું નીચે એટલાં તો જોરથી ને એટલી તો ઝડપમાં પડયો કે જેવો બેભાનજ થઇ ગયો. આટલી બધી ઉંચાઇએથી પડવાની સાથે મારા શરીરનું વજન એટલું બધું થયું કે તેથી જમીનમાં લગભગ ૨૦ વારનો ખાડો પડયો, તેમાં આપણે તો બેહોશ થઇને આવી પડ્યા. અહીંઆં થોડીવારે મને ભાન આવ્યું, પણ હવે બહાર કેમ નીકળવું તેના વિચારમાં હું પડયો. એવામાં મને કંઈ સૂઝી આવ્યું, તેથી મેં મારા નખે વતી (એ **બેરન**ના નખ ચાળીસ વરસના વધેલા હતા) તેમાં પગથીઆં કોતરી કાઢી ને તે વતી હું ઉપર ચઢી આવ્યો. હવે બન્યું એમ કે **રૂશિયન** અને **તુર્કી** લોકો જોડે સલાહ થઇ તેથી મને છોડી મૂકયો, એટલે ત્યાંથી આપણે નીકળ્યા તો ખરા, પણ તે વખતે આખા **યુરોપ**ખંડમાં ટાઢતો એટલી બધી હતી કે તેથી સૂરજ પણ કરમાઇ ગયો હતો. અહીંઆં મને રસ્તામાં જે જે હરકતો પડી તે એવી હતી કે મારી આગલી બધી વિટંબણાને તેણે ભુલાવી દીધી.

એક દિસવ ગાડીમાં બેસીને હું ઝડપથી ચાલ્યો જતો હતો તેવામાં તે એક સાંકડી ગલીમાં આવી પડી, તે પરથી મેં મારા

ઘોડાવાળાને કહ્યું કે તું રણસીંગું ફૂંક કે તેથી આપણી સામા આ સાંકડા રસ્તામાં કોઇ ગાડી આવે નહીં. તે બિચારાએ ઘણાંએ જોરથી રણસીંગુ ફૂંક્યું પણ તેનો અવાજ નીકળ્યોજ નહીં. તે શા કારણથી હશે તે કંઈ હમને સમજાયું નહીં. એટલામાં એમ બન્યું કે સામી બાજુએથી એક ગાડી આવી પહોંચી. હવે શું કરવું? આપણે તો બાંહે ચઢાવીને ગાડીમાંથી ઉતરી પડ્યા, ને જાતે જરા મજબૂત હતા તેથી આપણે તો આપણી ગાડી કોચમેન સાથે માથાપર ઉંચકી લીધી ને બાજુએ એક નવ ફૂટ ઊંચી વાડ હતી તે કૂદીને મોટી સડકપર આવી પડ્યા. અહીંઆં પેલી ગાડી મૂકીને ઘોડા લાવવાને પાછો હું ત્યાં ગયો, અને એક ઘોડાને મેં મારા હાથપર ને બીજાને મારી બગલમાં લીધો, પણ તેણે તો લાત મારવા માંડી તેથી તેના ચારે પગ મેં મારા કોટનાં ગજવાંમાં મૂકી દઇને બંનેને એપ્રમાણે લઇને આપણે પેલા મોટા રસ્તાપર પાછા કૂદી આવ્યા, ને ગાડીએ તે ઘોડા પાછા જોડી દઇને આગળ વધતાં એક મુસાફરખાનું આવ્યું ત્યાં વિસામો કીધો. અહીંઆં હું તથા મારો ઘોડાવાળો આરામ લેવા બેઠા. તેણે પોતાનું રણશિંગડું બબરચીખાનાંના ચૂલા ઉપરની ખીટીપર લટકાવ્યું ને હું તેની બીજી બાજુએ બેઠો. એટલામાં કંઈ 'ટેરેંગ ટેરેંગ, ટેંગટેંગ' એવો અવાજ સાંભળ્યો, એટલે આસપાસ નજર કરીને જોઇએ છીએ તો પેલું રણશિંગુ આગળ શા કારણથી વાગતું નહોતું તે હમને માલમ પડ્યું. તેના બધા અવાજો ઠંડીને લીધે ઠરી ગયા હતા તે હવે તાપ લાગવાથી પાછા સૂધર્યા ને જેવી સફાઇથી તે ઘોડાવાળાએ પોતાનું રણસીંગુ પેલી સાંકડી ગલીમાં વગાડ્યું હતું, તેજ સફાઇના અવાજો એની મેળે તેમાંથી ધીમધીમે નીકળવા માંડ્યા.




બેરન માથાંપર ગાડી લઇને વાડ ઓળંગેછે.



બેરન માથાંપર તથા બગલમાં ઘોડા લઈ જાયછે.

તે બધા અવાજો બંધ થયા એટલે ત્યાંથી ઉપડીને મારી રૂશિયા માંહેલી મુસાફરી પૂરી કરી હું ઇંગ્લંડ જઈ પહોંચ્યો.

હવે ભાઇઓ, અત્રે હું જે બે બોલ કહુંછું તે જરા સાંભળોઃ–

"કેટલાક મુસાફરો પોતાની મુસાફરીનું વર્ણન કરવામાં ઘણીક તોપો મારેછે, પણ મારી પાસે કંઈ તે વાત છે નહીં. છતાં જો કોઈ વાંચનારને આ મારાં કહેલાં વર્ણનપર પૂરેપૂરો ભરોસો પડતો નહોય, તો તેનામાં એટલો ભરોસો રાખવાની શક્તિ નથી તેને માટે હું ઘણો દલગીર છું; પણ તેવાઓને વિનંતી કરૂંછું કે સાહબો, તમારે મહેરબાની કરીને હવે પછી જે મારાં સાહસ કામોનું હું વર્ણન કરૂંછું તે વાંચવાની તસ્દી લેવી નહીં, કારણ કે મને ખાતરી છે કે હું જે કહી ગયો છું તે તથા હવે પછી કહીશ તેમાં સાચાં સિવાય બીજું કંઇજ નથી."

## પ્રકરણ ૭ મું.

સો તોપો તથા એકસો ચાળીસ માણસવાળી એક પેહેલા નંબરની અંગ્રેજી મનવારમાં હમે **પોર્ટસ્મથ**થી **ઉત્તર અમેરિકા** જવાને નીકળ્યા. **સેન્ટલોરેન્સ** નદીથી ત્રણસો માઇલ નજીક હમે આવ્યા ત્યાં સુધી તો આ સફરમાં કાંઇ કહેવા જેવું બન્યું નહોતું, પણ તેટલામાં હમારૂં વહાણ ત્યાં આગળ જાણે કે એક મોટી ખડકની સાથે ઘણા જુસ્સામાં અથડાયું હોય એમ લાગ્યું. તે પરથી હમે ત્યાંનાં પાણીનું માપ કાઢવા માંડયું, તો ત્રણસે વામ સુધી કાંઈ તળીયું જણાયું નહીં. આ બનાવથી અમે વધારે અજાયબ થયા ને હમને કાંઈજ સૂઝયું નહીં. હવે પેલો આચકો એટલો બધો સાબીત લાગ્યો હતો કે હમારૂં સૂકાન ભાંગીને તૂટી પડયું. સઢના દાંડાઓ વચમાંથી અમળાઈ પડ્યા ને હમારી સઘળી ડોલો (કૂવા)ના થડથી તે મથાળાં સુધીના ચૂરેચૂરા થઈ

ગયા. હમારામાંનો એક બિચારો છેક ટોચપર ચઢીને મોટું સઢ ખુલ્લું કરતો હતો તે વહાણથી લગભગ નવ માઈલ દૂર દરિયામાં જઈ પડયો, પણ એટલામાં એક દરિયાઈ પક્ષિની પાંખ તેના હાથમાં આવી ગઈ તેને તે વળગી રહ્યો, એટલે તેણે તે જ્યાંથી પડયો હતો તેજ જગાપર તેને લાવીને મૂકયો.

તે આચકો ઘણો જબરો હતો તેની બીજી સાબીતી એ હતી કે તૂતકની આસપાસ જે માણસો બેઠાં હતાં તે બધાં તૂતકની ઉપર જઈ પડ્યાં હતાં, ને મારૂં માથું મારાં પેટમાં દબાઈ ગયું હતું, તે ત્યાંથી કેટલેક મહીને પાછું પાધરૂં થયું. આ ગભરાટમાં ને અજાયેબીમાં હમે ગુંચવાયા કરતા હતા, એટલામાં એક મોટી વ્હેલ જાતની માછલી કે જે પાણીની સપાટીથી છ ફીટ નીચે ઉંઘતી પડી રહી હતી તે હમારી નજરે પડી. હમારાં વહાણે આ માછલીને હેરાન કરી તેને લીધે તે એટલી બધી તો ખીજવાઇ ગઈ હતી [કેમકે હમારાં સૂકાન વતી તેનું નાક સોહરાયું હતું] કે તેણે હમારાં વાહણના પાછલાં તૂતકપર પોતાની પૂછડીનો સપાટો લગાવ્યો, ને તેની સાથે હમારૂં જે મોટું લંગર લટકતું હતું તે પોતાનાં મોંમાં દાંત વચ્ચે પકડી લીધું, ને કલાકના ૩૬ માઇલ પ્રમાણે લગભગ ૧૦૮ માઇલ હમને ઘસડી ગઈ. એટલામાં હમારે સારે નસીબે તેનું દોરડું તૂટી ગયું ને હમે પેલી માછલી અને લંગરથી છૂટા પડી ગયા. પણ ત્યારપછી કેટલેક મહિને યુરોપની મુસાફરી કરીને હમે પાછા આવ્યા, ત્યારે તેજ માછલીને તેજ જગાથી થોડેક માઇલ દૂર પાણીપર મરેલી તરતી જોઈ, તે વખતે તેની લંબાઈ લગભગ અડધો માઈલ હતી. હમારાથી આવી મોટી માછલીને આખી તો નહીં લઈ અવાય, તેથી હમારી હોડીઓને નીચે ઉતારીને ઘણી મહેનતે તેનું માથું કાપી લીધું. તે વખતે

બીજું અજાયબી ભરેલું એ માલમ પડયું કે તેની જીભ નીચે ડાબાં જડબામાં હમારૂં લંગર તથા તેની સાથેનું ચાળીસ વાર કરતાં પણ વધારે લાંબુ દોરડું ભરાઇ રહેલું હમે જોયું [કદાચ તેનાં મોતનું કારણ એજ લંગર હશે, કારણ કે તેજ બાજુની જીભપર ઘણો સોજો હતો]. હમારી આ મુસાફરીમાં આ એકજ જાણવા જોગ બિના બની હતી. અરે, પણ એક જે ખરેખરૂં જાણવા જેવું હતું તેતો હું કહેવાનું ભૂલી ગયો, તે એ હતું કે તે માછલીએ પોતાની પૂછડીની ઝાપટથી તે વહાણમાં એક બાકું પાડયું હતું, તેમાંથી પાણી એટલું બધું જોસમાં અંદર આવવા માડયું કે મારા સઘળા બંબાઓ કામે લગાડયા છતાં તેનો અટકાવ થયો નહીં, ને અમે ડૂબવાની તૈયારીમાંજ હતા તે વખતે તે કાણું મારી નજરે પડયું. તે લગભગ એક ફૂટ મોટું હતું, પણ તે ઉપર હું એવી રીતે બેઠો કે પાણી અંદર આવતું એકદમ બંધ થઈ ગયું.



## પ્રકરણ ૮ મું.

એક વખતે **ભૂમધ્ય સમુદ્ર**માં ઘણી વિચિત્ર રીતે હું ગરક થઈ જવાના ભયમાં આવી પડયો હતો. એક ઉન્હાળાની બપોરે હું જ્યારે એ રળીઆમણા સમુદ્રમાં **મારસેલ્સ**ની પાસેના કિનારાપર નાહતો હતો, ત્યારે એક મોટી માછલી પોતાનાં જડબાં મોકળાં કરીને મારી તરફ જોરમાં ધસી આવતી મારી નજરે પડી. એ વખતે વિચાર કરવાને સમય રહ્યો નહોતો અથવા તો એના પંજામાંથી છટકી જવાનો કાંઈ ઈલાજ સુઝતો નહોતો, તેથી મારા હાથ પગને મારાં પાસાંમાં બાજુએ બરાબર દબાવી દઈને હું સંકોચાઈ ગયો. એવી રીતે મારૂં કદ બન્યું તેટલું મેં નાનું કરી

નાખ્યું, જેથી કરીને તે મારી પાસે મોં મોકળું કરીને આવી કે હું તરત તેનાં જડબાંમાંથી પસાર થઇને પેટમાં ઉતરી ગયો, ત્યાં આગળ બીલકુલ અંધારાંમાં પણ સારા ગરમાટમાં કેટલોક વખત રહ્યો. આખરે મને લાગ્યું કે જ્યાંસુધી એને હેરાન નહીં કરીશ ત્યાંસુધી એ મને છોડશે નહીં, તેથી અંદર જગા પુષ્કળ હોવાને લીધે મેં નાચવા કૂદવા વિગેરેની રમત ગમત કરવા માંડી. હું જેમ જેમ મારી વાંસળી વગાડીને નાચતો હતો, તેમ તેમ તે મારાપર વધારે ખીજવાતી હતી. આમ જોયું ત્યારે તો આપણે તેને હેરાન કરવા લાગ્યા, એટલે મને બહાર કાંઢી નાખવાનાં તેણે ફાંફાં મારવા માંડ્યાં અને આખરે એક મોટી ચીસ પાડીને પાણીમાં તે સીધી થઈ ગઈ ને પોતાનું માથું તથા ખભાં પાણી ઉપર કાઢયાં, જેથી કરીને એક ઇટાલીયન આગબોટ ત્યાંથી જતી હતી તેની નજરે તે પડી તેણે તેને ઉંચકી લીધી. ઉપર લેતાં વારને તો ખલાસીઓએ કેવી રીતે કાપીને તેનું બધું તેલ એકઠું કરી લેવું તેનો વિચાર કરવા માંડ્યો. હું ઇટાલીયન ભાષા જાણતો હતો તેથી તેની વાતચીતમાં મને સમજણ પડતી હતી, અને તેને કાપતાં રખેને મારાપર એકુ ઘા આવી પડે તેની મને ઘણી ધાસ્તી રહેતી હતી, તેથી કરીને હું તેનાં પેટની બરોબર વચમાં આવીને ઉભો રહ્યો, કારણ કે આસપાસ બીજાં બાર માણસો ઉભાં રહે એટલી તેમાં જગા હતી, એટલે તેઓ છેડેથી કાપશે એમ મને લાગ્યું. એમ છતાં મારી ફીકર તરતજ મટી ગઈ, કારણ કે તેઓએ તો તેનું પેટ તળીએથીજ ચીરવા માંડ્યું. એમ થવાથી મારી નજરે જરા અજવાળું પડ્યું, તેથી મને મારી દુઃખી હાલત કે જેમાં હું હવે ગુંગળાઈ જતો હતો તેમાંથી છૂટો થવાને મેં તરત બૂમ પાડી. આ વખતે દરેક માણસને માંછલીનાં પેટમાંથી મારો અવાજ સાં-

ભળીને અને તેના કરતાં વળી એક ન વસ્યાં માણસને માછલીનાં પેટમાંથી ઉભુંને ઉભું ચાલીને બહાર નીકળી આવતું જોઇને તેઓ કેટલા બધા અજાએબ પામ્યા હશે તેનું વર્ણન કરવાને મને જોઇએ તેવા શબ્દો જડી આવતા નથી. ટુંકાંમાં સદ્‌ગ્રહસ્થો, એટલું કહેવાનું કે મેં જેમ તમને બધાને આ વાત માંડીને કહી તેમ તેમને કહી ત્યારે તેઓ પણ તમારી માફકજ ઘણા વિસ્મય થયા હતા.

ત્યારપછી થોડોક નાસ્તો લઇને મારૂં શરીર સાફ કરી નાખવાને હું સમુદ્રમાં પાછો કૂદી પડયો ને ત્યાંથી તરતો તરતો કિનારાપર જ્યાં મારાં લૂગડાં કાઢીને મૂક્યાં હતાં ત્યાં ગયો. આખરે એટલુંજ કહેવાનું કે બધું મળીને એ પ્રાણીનાં પેટમાં હું લગભગ સાડાચાર કલાક રહ્યો હતો.

---

## પ્રકરણ ૯ મું.

ત્રીજે દિવસે **નાઈલ** નદીમાં પાણી ચઢવા માડયું (એ નદીમાં વરસો વરસ મોટી રેલ આવેછે તે તો તમને સર્વને માલમ હશે) ને તેને બીજે દિવસે તો ત્યાંના આખા મૂલકપર આસપાસના શેંકડો માઇલ સુધી પાણી ફરી વળ્યું. પાંચમે દિવસે પહેલાં તો મને લાગ્યું કે મારી હોડી કંઇ છોડવાઓમાં ભરાઇ ગઇ છે, પણ જેમ જેમ તડકો પડતો ગયો તેમ તેમ મને માલમ પડતું ગયું કે હમે તો એક બદામડીનાં ઝાડમાં ગુંચવાઇ પડ્યા હતા, કે જેની બદામ બીલકુલ પાકી ગયલી તથા ઘણી ઉમદા હતી. ત્યાંથી ઉંડાઈ માપી જોતાં હમને માલમ પડયું કે હમે લગભગ ૬૦ ફીટ જમીનથી ઉપર હતા, પણ હમારાથી આમ કે તેમ જરાપણ ચસાય તેમ નહોતું. આઠ નવ કલાકે (મારી પાસે ઘડીઆલ ન-

હોતું પણ તે વખતે સૂરજ જેટલો ઉંચો ચડયો હતો તે ઉપરથી કહું છું કે) પવન એકદમ જોરમાં વાવા માંડયો તેથી હમારી હોડી એક બાજુએ ઢળી પડી અને તેમાં પાણી ભરાઈ ગયાં, ને પછી કેટલોક વખત સુધી મારી નજરે તે પડીજ નહીં. હમારે સારે નશીબે હમે સઘળા ( ૭ માણુસ ને બે છોકરા ) પેલાં બદામનાં ઝાડને વળગી રહેવાથી સહીસલામત હતા. આવી હાલતમાં હમો બધાપર આફત આવી પડી તેને બેંતાળીશમે દિવસે તે ઝાડની નીચે ઉતરવાની હમે હિંમત ધરી શકયા. પહેલ વહેલી ત્યાં કાંઈ પણ ચીજ જોઈ તો તે હમારાથી બસોવાર દૂર પડેલી હમારી હોડી હતી, તે પર જઈને સૂરજના તડકામાં સઘળી ભીંજાઈ ગયેલી ચીજોને સૂકાવી નાખી અને જરૂરીઆત સામાન લઇ લીધા પછી હમે કેટલી જમીન પાછળ મૂકી આવ્યા હતા તેનો અડસટો કાઢવા માડયો, તો અમને માલમ પડયું કે કેટલીક વાડીની દીવાલો, વાડો વિગેરે સહીત લગભગ ૧૫૦ માઈલ અમે ઘસડાઇ આવ્યા હતા.

ત્યાર પછી પગ રસ્તે હમારાં પાતળાં તળીઆંનાં બૂટથી કંટાળા ભરેલી મુસાફરી કરતાં હમે **નાઈલ** નદીના અસલ કિનારા પર આવી પોહોંચ્યા, અને હમારાપર જે સઘળી આફત આવી પડી હતી તે ત્યાંના એક છોકરાને કહી, એટલે તેણે અમને પોતાની હોડી આપી તેમાં બેશીને ૭ દિવસમાં હમે **એલેકઝાન્ડ્રીયા** પહોંચ્યા, ને ત્યાંથી હું એકલો **કોન્સ્ટેન્ટીનોપલ** ગયો. ત્યાં આગળ તે મોટા **સુલતાને** પોતાનું સઘળું કામ મારે હાથે થયલું જોઇને મને ઘણું માન અકરામ આપ્યું તથા પોતે જાતે પોતાનાં જનાનખાનાંની મને મુલાકાત કરાવી.

જ્યારે હું **તૂર્કી** લોકોની નોકરીમાં હતો ત્યારે **મારમોરાનું** અખાત કે જ્યાંથી આખાં **કોન્સ્ટેન્ટીનોપલ** શેહેરનો તેમજ

ત્યાંના **સુલતાનનાં** જનાનખાનાંનો દેખાવ નજરે પડે છે, તેમાં એક હોડીમાં બેસીને વારંવાર હું મઝા મારતો હતો. એક દહાડો સવારે આકાશની સૌંદર્યતા પર હું વિચાર કર્યા કરતો હતો તેવામાં મારી નજરે હવામાં એક બાર ઈંચીયા ગોળો જેવો માલમ પડ્યો, ને તેની નીચે કંઈ લટકતું દેખાયું. તે પરથી મેં મારી લાંબીમાં લાંબી નળી વાળી બંદુક કે જે પાસે રાખ્યા વગર હું કોઈ દિવસ પણ બહાર નીકળતો નહીં, તે મેં એકદમ દારૂગોળી ગડબડીને તે ગોળાની સામી ફોડી, પણ તે ઘણો દૂર હોવાને લીધે તેનો કંઈ પત્તો લાગ્યો નહીં. તે પરથી મેં બમણો દારૂને પાંચ છ સામટી ગોળી ગડબીને પાછો બહાર કીધો તેમાં તો હું ફતેહ પામ્યો. તેને લીધે એ ગોળાની એક બાજુ ફાટી ને તે નીચે મારી નજીક પડ્યો, તેમાંથી જ્યારે એક માણસ તથા બકરાં સહીત એક ઘણી સુંદર ઢોળ ચઢાવેલી ગાડી બહાર નીકળી આવેલી મારી નજરે પડી, ત્યારે મને કેટલો અચંબો લાગ્યો હશે તેનો તમેજ ખ્યાલ કરી લો. એ જોઈને તેની પાસે હમારી હોડી હંકારી લઈ જવાનું મારાં માણસોને મેં ફરમાવ્યું.

પેલો માણસ જે **ફ્રાન્સ** દેશનો રહીશ નીકળ્યો, તેને મેં મારી હોડીમાં લઈ લીધો. તે એકાએક દરિયામાં પડ્યો તેથી બેભાન જેવો થઇ ગયો હતો ને તેનાથી બોલાતું પણ નહોતું. થોડી વારમાં તેને ભાન આવ્યું એટલે તેણે નીચે પ્રમાણે પોતાનો હેવાલ આપ્યો.

"સાત આઠ દિવસ થયાં **ગ્રેટબ્રિટન**ના ટાપુમાંના **કોર્નવાલ**માં આવેલા **લેન્ડસએન્ડ**ના ભૂશિર પરથી ગાડીમાં હું ચઢ્યો હતો ને તેને એક બલૂન સાથે ટીંગાવી હતી, અને હવાની અજમાયસને માટે મારી સાથે એક બકરૂં રાખ્યું હતું.

મારે કમનશીબે ઉપર ચઢ્યા પછી દશેક મિનિટમાં પવન બદલાયો ને **એકઝીટર** કે જ્યાં આગળ મારે ઉતરવાનું હતું તે બાજુએ જવાને બદલે હું તો છેક સમુદ્ર ઉપર ધસડાઈ ગયો, ને ત્યાંજ અથડાતો અથડાતો એટલો બધો ઉંચો ગયો કે ત્યાંથી કંઈ પણ અવલોકન થઈ શકયું નહીં.

ત્યાં મને ભૂખ તો એટલી બધી લાગેલી કે તેની તજવીજ કરવા આગળ ગરમી અને શ્વાસ એ બેનાપર જે અજમાયશ કરવાની હતી તે તો કોરેજ રહી ગઇ. ત્રીજે દિવસે પેલાં બકરાંને ખોરાકને માટે મારે મારવું પડ્યું, તે વખતે ચંદ્રથી ઘણો ઉપર અને સૂર્યથી ઘણોજ નજીક આવી જવાથી ત્યાં મને એટલો તો તાપ લાગતો હતો કે મારી આંખનાં ભવાં પણ જેવાં બળી ગયાં હતાં. એવા તાપમાં પેલાં બકરાંને મારી ગાડીના એવા ભાગમાં ખુલ્લું મૂકયું કે તેથી સૂર્યનાં કિરણો તેનાપર બરોબર સીધાં પડ્યાં અને તેને લીધે તે આખું બકરૂં બે કલાકમાં સારૂં ભુંજાઈ તૈયાર થઈ ગયું. ત્યારથી તે આજ સુધી મારો એજ ખોરાક હતો". આટલું કહીને તે અટકી ગયો ને પોતાની આસપાસ આવેલી બધી ચીજો જોવામાં પડયો. જ્યારે મેં તેને કહ્યું કે પેલું મોટું મકાન દેખાય છે તે **કોન્સ્ટેન્ટીનોપલ**ના મોટા **સુલતાન**નું જનાનખાનાંનું છે, ત્યારે તે ઘણો વિસ્મય થયો.

ત્યાંનો મોટો **સુલતાન** કે જેની સાથે **ઇંગ્લંડ, રૂશિયા** તથા **ફ્રાન્સના** એલચીઓએ મને ઓળખાણ કરાવ્યું હતું, તેણે **કેરો** શેહેરમાંથી એક મોટાં અગત્યનાં તથા છૂપાં કામની બાતમી કાઢી લાવવાનું કામ મને સોંપ્યું.

હું ત્યાં મોટા દમામાં ગયો, સઘળી બાતમી કાઢ્યા પછી મારી સાથેનાં સઘળાં માણસો હતાં તેને આગળ રવાને કરી દીધાં અને

હું એક ખાનગી ગ્રહસ્થ તરીકે ત્યાંથી નીકળ્યો. હવા તે વખતે ઘણીજ મઝાની હતી અને **નાઇલ** નદીનો તે વખતનો દેખાવ કંઇ વર્ણન થઇ શકે નહીં એવો હતો. ટુંકાંમાં કે **એલેકઝેંડ્રીયા** જવા પગ રસ્તો છોડી જળમાર્ગેજ જવાને એક હોડી ભાડે કરી લેવાનું મારૂં મન થયું.

---

## પ્રકરણ ૧૦ મું.

**જીબ્રોલટરના** છેલ્લા ઘેરા વખતે **લોર્ડ** **રોડનીની** સરદારી હેઠળના એક લશ્કરી કાફલા સાથે હું મારા એક જૂના મિત્ર **જનરલ એલીઅટ** જેણે પોતાની બાહદુરીને લીધે મોટું નામ કર્યું છે તેને મળવા ગયો. એ સરદારને જે લોરલ નામનું ફૂલ મળ્યું છે, તે એવું તો છે કે તે કોઈ દિવસ કરમાતુંજ નથી. જૂના મિત્રોને મળતી વખતે જે ખુશી ઉપજે છે તેનો ઉભરો ઉતરી ગયા પછી તે સરદારને તેડીને લશ્કર તપાસવા તથા દુશ્મનની હીલચાલ જોવાને મારૂં મોટું દુર્બિન લઇને હું ગયો ને તેમાંથી બરોબર તાકીને જોઉં છું, તો મને માલમ પડયું કે દુશ્મનો હમે જ્યાં આગળ ઉભા હતા તેજ જગા ઉપર ત્રીસ રતલી એક મોટો ગોળો ફૂંકવાની તૈયારીમાં હતા. એ મેં તે સરદારને કહ્યું, તે પરથી તેણે તે યંત્રમાંથી જોઇને પોતાની ખાતરી કરી તો માલમ પડયું કે મેં જે કહ્યું તે ખરૂં હતું. ત્યારપછી તેની રજા લઇને પાસેનાં તોપખાનાંમાંથી એક ઉડતાળીસ રતલી ગોળો મેં મંગાવીને હમારી તોપમાં મૂકીને તેનું એવું તો બરોબર નિશાન તાકયું કે તેમાં નિશ્ફળ જવાની કંઈ ફીકરજ નહોતી.

દુશ્મનોએ પોતાની તોપની જામગરી સળગાવી ત્યાં સુધી મેં

તેમને તપાસ્યા કર્યા ને તેણે બહાર કર્યો તેજ વખતે મેં પણ હ-
મારી તોપ ફોડવાનો હુકમ કર્યો. પેલા બે ગોળાઓ બંન્ને તોપોની
વચ્ચોવચ એથી ઘણાજ જોરથી અથડાયા ને તેનું પરિણામ ઘણું
અજાએબ આવ્યું. તે એ કે દુશ્મનનો ગોળો વચમાંથીજ એટલો
તો જોરમાં પાછો ફર્યોકે તેણે બહાર કરનાર માણસની ખોપરી
પહેલાં તો ફોડી નાંખી, ત્યાંથી આગળ વધતાં **બારબરી** કિનારા
તરફ જતાં રસ્તામાં સોળ માણસનાં ઢોચકાં ઉડાવ્યાં, ને ત્યાં પ-
હોંચતાં દરિયામાં જે મોટાં ત્રણ વહાણો હતાં, તેની ડોલોમાંથી
આરપાર નીકળી જઇને સામે કિનારે લગભગ બસોવાર અંદર
એક ગરીબ મજૂરનું ઝૂપડું હતું, તેમાં એક ડોસી ચત્તી ચપાટ
પોતાનું મોં ઉઘાડું મૂકીને સૂતી હતી, તેના થોડા બાકી રહેલા દાંત
તોડી પાડ્યા, ને તે ગોળી તેનાં ગળાંમાં જઇને અટકી. થોડી-
વારમાં તેનો ધણી ઘેર આવ્યો, તેણે તે બહાર ખેંચી કાઢવાને ઘ-
ણુંએ પ્રયત્ન કીધું પણ કંઇ વળ્યું નહીં. તેથી તેણે એક હથોડાએ
વતી તેનાં તે પેટમાં ઉતારી દીધી. આ પરથી વાંચનાર ભાઇઓ,
તમને માલમ પડશે કે હમારી ગોળીએ કેવી હમારી ઉમદા
સેવા બજાવી, કારણ કે ઉપર કહ્યા પ્રમાણે સામેની ગોળીને પાછી
હડસેલી મૂકી એટલુંજ નહીં, પણ આગળ વધીને હમારી સામા
ફોડવાને જે બંદુક રાખેલી તેને ત્યાંથી ખસેડી પાડીને વહાણનાં ત-
ળીઆંમાં એટલાં તો જોરથી ઘુસાવી દીધી કે ત્યાંથી એકદમ તે
દરિયામાં જઇને પડી, ને પેલું વહાણ એક હજાર ખલાસીઓ તથા
હજારો સોલજરો સહીત લાગલું ડૂબી ગયું. આ કામ હમારી
ગોળીએ કંઈ જેવું તેવું બજાવ્યું નહોતું. અહિંઆં હું બધો જશ
મારે માટે લઈ જવા માગતો નથી, કારણ કે મેં તો મારી અક્કલ
વાપરી અને તેનું જે સારૂં પરિણામ આવ્યું તે તો નસીબને લીધે.

એમ કહેવાનું કારણ એ કે મને પાછળથી માલમ પડયું કે જે માણસને તોપ ફોડવાનો મેં હુકમ કરેલો તેણે ભૂલથી મારા કહેવા કરતાં બમણો દારૂ અંદર ભરેલો, જેથીજ કરીને પેલા દુશ્મનના ગોળાને હમારો ગોળો પાછો હઠાવી લઇ ગયો, નહીં તો હમારૂં કંઇજ થાકતે નહીં.

**જનરલ એલીઅટ** આવી સારી નોકરીના બદલામાં મને કંઈ ખાસ ઇનામ આપવા જતો હતો, તેની મેં ચોખ્ખી ના પાડી, પણ પછી તેજ દિવસે સાંજે જમતી વખતે તેણે બધા અમલદારોની વચમાં મને શાબાશી આપી તે મે સ્વિકારી.

**અંગ્રેજ લોકોને** હું ઘણો ચાહતો હતો કારણ કે તેઓ ઘણા બાહદુર હોય છે, તેથી મે નિશ્ચય કીધો કે તેમને છોડતાં પહેલાં મારે બીજી રીતે વધારે ફાયદો કરી આપવો. એમ કરવાનો વખત ત્રણ અઠવાડીઆંમાં આવ્યો. પાદરીનો પોશાક પેહેરીને એક દિવસ પાછલી રાતે આસરે એક વાગતાને સુમારે હું હમારી છાવણીમાંથી નીકળીને દુશ્મનની છાવણીના મધ્ય ભાગમાં આવ્યો, ને ત્યાં એક તંબુ કે જેમાં શાહજાદો લુઈ, તેનો લશ્કરી સરદાર તથા અમલદારો અમારાં લશ્કરને કેવી રીતે પાયમાલ કરવું તેની મસલત કરતા બેઠા હતા, તેમાં જઈ પહોંચ્યો. તે વખતે મેં જે પોશાક પહેર્યો હતો તેથી છેતરાઈ જઇને તેઓએ મને ત્યાં રહેવા દીધો. એ દરમ્યાન તેઓએ જે જે ગોઠવણ કરી તે બધી મેં ધ્યાન આપીને સાંભળી. ત્યાર બાદ આખી છાવણીમાં બધા અમલદાર, સોલજરો તથા પહેરેગીરોને ઉંઘી ગયલા મેં જોયા કે તરત ત્યાંથી નીકળીને તેઓની બધી નાની મોટી તોપોને ઉંચકીને દરિયામાં છેક નવ માઈલ આઘે ફેંકી દીધી. મારી પાસે કોઈ બીજું મદદે નહીં હોવાથી હું જરા ગભરાયો તો ખરો પણ

પાછી હિમ્મત રાખીને **તૂર્કી** લોકોની નામીચી મોટી તોપને તરતો તરત સામે કિનારે લઇ ગયો, ત્યાંથી પાછા આવીને દુશ્મનની છાવણીની વચમાં સઘળી ગાડીઓ એકઉપર એક ખડકીને (ગાડી આમથી તેમ અને તેમથી આમ લઈ જતાં લાવતાંમાં અવાજ થાય તેથી તેને મારી એ બાજુની બગલમાં ઘાલી દઇને લઈ જતો હતો) ત્યાં આગળ **જીબ્રોલ્ટરની** ખડક જેવડો એક મોટો ટેકરો કરીને દુશ્મનનો સઘળો દારૂ ગોળો ખડકી દીધો હતો. પછી આગ જોઇએ તેને માટે એક મોટી તોપના છેડા સાથે ચકમક ઘસીને દેવતા પાડ્યો અને તેની ચણગારી પેલા ઢગલામાં મૂકતાંજ એકદમ આખો ઢગલો સળગી ઉઠ્યો. મારાપર કોઇને વેહેમ જાય નહીં તેથી તે જોઈને મેંજ પહેલાં અજાએબી બતાવી. સઘળાં માણસો આ દેખાવથી ઘણાં આશ્ચર્ય પામ્યાં, અને બધાએ એવું અનુમાન કર્યું કે લાંચ આપીને દુશ્મનોએ માણસોને ફોડ્યાં હશે, તેથી તેઓએ આ બધો દારૂ ગોળો આવી રીતે સળગાવી મૂક્યો હશે. મી. **ડ્રિંકવોટર** આ નામિચા ઘેરાની તવારિખમાં લખે છે કે દુશ્મનોને તેમની છાવણીમાં આગ લાગવાથી ઘણું મોટું નુકશાન થયું છે, પણ તે કેવી રીતે લાગી તે જણાયું નથી. જણાય તે શાનું? કેમકે એ વાત મેં કોઇને કહીજ નથી. **જનરલ એલીઅટ** સુદ્ધાંને કહી નથી (એતો હુંજ જાણું છું કે **જીબ્રોલ્ટરનો** બચાવ એક રાતમાં મેં એકલાએ કેવી રીતે કર્યો છે.) શાહજાદો **લુઇ** ને તેનાં સઘળાં માણસો જીવ લેઇને નાઠાં, તે છેક પંદર દિવસે **પારિસમાં** આવીને અટક્યાં. આ ભયંકર આગનેલીધે તેઓ એટલા બધા હેબકી ગયા હતા કે ત્રણ મહિના સુધી તો તેમનાથી અન્ન કે પાણી લેવાયુંજ નહીં તેથી ફકત હવા પરજ રહ્યા હતા.

"જો કોઇને આ મારી વાતમાં જરાપણ શક રહેશે તો તેને દશ શેર દારૂનો દંડ કરીને એકે ઘુંટડે તે પી જવાની ફરજ પાડીશ."

આ વાતને બે મહિના થઇ ગયા પછી એક દિવસ સવારે હું **જનરલ એલીઅટ** સાથે ટેબલપર બેસીને ચાહ પીતો હતો તે વખતે ત્યાં આગળ એક ગોળો આવીને પડ્યો, તે જોઇને પેલા ભાઈ તો ત્યાંથી ગભરાઇને ઉઠી ગયા, પણ હું તો તે હાથમાં લઇને ખડકની ટોચપર ગયો ને ત્યાંથી નજર કરીને જોતાં માલમ પડ્યું કે દરિયા કિનારે ઉંચાણમાં ઘણા લોકોની ઠઠ ઉભી હતી, પણ તેઓ શું કરતા હતા તે કંઈ ખુલ્લી આંખે જણાયું નહીં, તેથી મેં મારૂં દુર્બિન લઇને જોયું તો માલમ પડ્યું કે જે બે હમારાં માણસો—એક સરદાર તથા એક જમાદાર—સાથે આગલી સાંજે હું વાત કરતો ને જેને દુશ્મનની છાવણીમાં જાસુસ તરીકે મોકલ્યાં હતાં, તેઓને પકડીને ફાંસીએ લટકાવીને મારી નાખવાની તૈયારીમાં હતા. છેટું ઘણું હતું તેથી મારે હાથે ફેંકેલો ગોળો ત્યાં પહોંચશે નહીં એમ ધારીને મારી પાસે જે ગોફણ હતી તેમાં પેલા ગોળાને મૂકીને દુશ્મનોનું ટોળું ઉભું હતું તેની વચમાં ફેંક્યો. ત્યાં પડતાં વારનેજ તે ફાટ્યો ને ત્યાં ઉભા રહેલા સઘળાઓના જીવ લીધા. પણ પેલાં હમારાં બે માણસો જેને ઊંચે લટકાવેલાં હતાં તે તો બચી ગયાં, તે એવી રીતે કે તેને સારે નસીબે પેલો ગોળો ફાટતાં તેમાંથી એક કકડો પેલી ફાંસીના દાંડા સાથે એવાતો જોરથી અથડાયો કે તેથી તે પાલખ તૂટીને નીચે પડી. હમારાં પેલાં બે માણસો જમીનપર પડતાં વારનેજ એ કેવી રીતે બન્યું તેનો વિચાર કરવા લાગ્યાં, અને તેમની આસપાસનાં સઘળાં માણસોને મરી ગયલાં જોઈને તેઓ એક બીજાને છોડીને એકદમ દરિયા કિનારે દોડી ગયાં, ને

ત્યાં એક સ્પેનીશ લોકોની હોડી હતી તેમાં બેસીને **જનરલ એલીઅટ** સાથે એજ બાબતપર હું વાત કરતો હતો તે વખતે તેઓ આવી પહોંચીને હમોને સલામ બજાવી. ત્યારબાદ એક બીજાને મુબારક બાદી આપીને આખો દિવસ હમે મોજ મઝામાં ગાળ્યો.

## પ્રકરણ ૧૧ મું.

પ્રિય વાંચનારાઓ, તમારા ચેહેરાપરથી લાગેછે કે ઉપર કહેલી ગોફણ મને કેવી રીતે મળી હતી તે જાણવાને તમે ઘણા ઈન્તેજાર છો, તો લો હું તમને કહું. પણ મારા કહેવાપર તમે જો પૂરો ભરોસો રાખશો તો કહીશ, એમ કહીને કહેવા માડ્યું. હું **યુરીઆ** કે જે **ડેવીડ**નો ઘણો ધાડોમિત્ર હતો તેની ધણીઆણીપરથી ઉતરી આવેલો છું. આ રાજાથી તેને કેટલાંક છોકરાં થયાં હતાં. થોડે વખતે ધણી ધણીઆણી વચ્ચે કંઈ મોટાં અગત્યનાં કામમાં તકરાર પડી, તેથી તેઓ બંને જૂદાં પડ્યાં. તે રાજા વખતો વખત એ ગોફણની ખૂબી વિષે પેલી રાણીને કહેતો હતો તેથી તેઓ જ્યારે છૂટાં પડ્યાં ત્યારે તેણે છાનાંમાનાં તે પોતાની સાથે લઈ લીધી. પણ આની ખબર તે રાજની હદ છોડીને ગઇ ત્યાર પહેલાં તેને પડવાથી તેની પાછળ પોતાનાં માણસો દોડાવ્યાં, પણ તે ગોફણનો ઉપયોગ તેમનાજ ઉપર કરવાથી તેઓ બધાં મરી ગયાં. આવી રીતે ત્યાંથી તે નાહશી ગઈ, તે વખતે તે રાણીએ પોતાના એક વહાલામાં વહાલા છોકરાને સાથે લીધો હતો, તેને તે ગોફણ મરતી વખતે આપી ગઇ હતી, ત્યારથી તે વંશપરંપરા ઉતરતી ઉતરતી આજે

મારી પાસે આવી છે. આશરે ૨૫૦ વરસ ઉપર જ્યારે તે મારા વડવાના વડવાની પાસે હતી ત્યારે એક વખતે તે **ઇંગ્લંડ** ગયો ત્યારે પોતાની સાથે લઈ ગયો હતો, ત્યાં તેને એક કવિ જેને હ-રણ તફડાવવાની ઘણી ટેવ હતી તેની સાથે દોસ્તી થઈ. મને લાગે છે કે તેનું નામ **શેકસ્પીઅર** હતું. તે હમેશાં એ ગોફણ તેની પાસે લેતો ને તેણેવતી **સર ટોમસલ્યુસી**નાં એટલાં બધાં તો હરણ મારતો હતો કે એક વખત તે પકડાઈ ગયો ને તે જમાનાના કાય-દાપ્રમાણે તેને ફાંસીએ ચઢવાનો વખત આવ્યો હતો. પણ તે વખત આવે ત્યાર પહેલાં તો બિચારા **શેકસ્પીઅર**ને કેદમાં નાખ્યો ત્યાં-થીજ મારા પેલા ઘરડા વડવાએ તેનો છૂટકારો ઘણી અજાએબ રીતે કીધો. **ઇંગ્લંડ**ની ગાદીપર તે વખતમાં **એલિઝાબેથ** રાણી રાજ્ય કરતી હતી. તે એક વખતે એટલી તો આળસુ થઇ ગઈ કે નજીવીમાં નજીવી ચીજથી પણ કંટાળી જતી હતી, તો વળી કપડાં પહેરવાની, ઉતારવાની, ખાવાની, પીવાની, એ બધી પીડાનું તો પૂછવુંજ શું. આ બધી મેહેનતમાંથી મારા વડવાએ તેને ઘણી સેહેલાઇથી છૂટી કીધી, તેને લીધે તેના પર ઘણી ખુશ થઇ ગઈ, અને કહ્યું કે "માગ માગ, જે માગે તે આપું." આના જ-વાબમાં **શેકસ્પીઅર**ને છોડી મૂકવાની તેણે માંગણી કરી, તે પરથી તેને છૂટો મૂક્યો. આ નામિચા લખનારને મારો તે વ-ડવો એટલો બધો ચાહતો હતો કે તેને માટે પોતાનો જીવ કા-ઢવો બાકી રાખતો હતો.

ત્યાર પછી તે ગોફણ મારા બાપના હાથમાં આવેલી તેણે તેનો જે ઉપભોગ કરેલો તે નીચે પ્રમાણે.

એક વખતે પોતાનાં ગજવામાં પેલી ગોફણ રાખીને **હેરિચ** આગળ દરિયે કિનારે તે ફરતો હતો તે વખતે એક મોટી વિ-

કાળ કાલુ માછલી પોતાનું ડાચું ખોલીને તેની સામા ધસી આ-
વતી તેણે જોઈ. તે પરથી તે જરા ગભરાયો તો ખરો, પણ
તરતજ પોતાનાં ગજવામાંથી પેલી ગોફણ કાઢીને પગ આગળથી
બે કાંકરા લઈ તેમાં મૂકીને તે એવી તો તાકીને મારી કે તેની
આંખજ ફોડી નાંખીને ડોળાને ઠેકાણે તે કાંકરા ગોઠવાઈ ગયા.
ત્યાર પછી મારો બાપ તેની પાસે ગયો, પેલી ગોફણની લગામ
બનાવીને તેને મોઢે પહેરાવીને તેના પર સવાર થઇ દરિયામાં
એટલી ઝડપથી તેણે સફર કરી કે ત્રણ કલાકમાં તો તે સામે
કિનારે (લગભગ ૯૦ માઇલ) **હોલન્ડ** આગળ જઈ પહોંચ્યો.
ત્યાંના લોકો તે માછલીને આવી હાલતમાં જોઇને ઘણા અજાએબ
થયા. તે વાત ત્યાંના રાજાને કાને ગઈ, તેણે ત્રણસો પાઉન્ડ આ-
પીને તે ખરીદ કરી. ત્યાર પછી બીજે દિવસે મારો બાપ મૈલ
સ્ટીમરમાં બેસીને પાછો **હેરિચ** આવ્યો.

આ સફરમાં મારા બાપે કેટલાંક અવલોકન કીધાં હતાં તે
હવે પછી વખત આવે હું કહીશ.

---

## પ્રકરણ ૧૨ મું.

આ ઉપર જણાવેલી નામીચી ગોફણમાં એટલી બધી તો ખૂબી
સમાયલી છે કે એથી તેનો માલીક ધારે તે કામ કરી શકેછે.

એક વખતે મે એક બલૂન બનાવ્યું તે એવડું મોટું કે તેમાં
જેટલું રેશમી કપડું ગયું તેની લંબાઈ જો કહું તો કોઈ માનેજ
નહીં, પણ મારે તો કહેવું જોઇએ કે **લન્ડન, વેસ્ટ મિન્સ્ટર,
અને સ્પિટાલફીલ્ડ** એ ત્રણે જગામાં જેટલા રેશમી કાપડીઆ
તથા વણકરો હતા તેને ત્યાં જેટલું કપડું હતું તે બધું ખરીદીને

એ મોટું વાહન બનાવ્યું હતું. આ બલૂન અને પેલી ગોફણથી મે ઘણીક ગમતો કરી; તે બધી કહેતાં તો પાર ન આવે, પણ હું એક બે કહું છું. કોઈ કોઈ વખતે તે વતી એક ઘરને ઉંચકીને બીજી જગાએ હું મૂકી આવતો ને બીજાંને ઉંચકી લાવીને તેની જગાએ મૂકતો, ને તેમ કરવામાં તેની અંદર રહેનારને જરા પણ ખબર પડતી નહોતી. એક વખત **સેન્ટપોલ**ની ઘડીઆલમાં જ્યારે તેર વાગેલા તે પણ મારીજ હોશિઆરીથી. તે દિવસે રાતે **વિન્ડઝરકેસલ** તથા **સેન્ટપોલ**નો મિનારો મે પાસે પાસે લાવીને મૂક્યા હતા, અને તેને બીજે દિવસે સવારે કોઇને ખબર પાડ્યા વગર તેની મૂળ જગાએ પાછા ગોઠવી દીધા હતા તે પણ મેંજ.

તા. ૩૦ મી સપટેમ્બરે વૈદકની કોલેજમાં એક મોટું ખાણું હતું, તે વખતે મારૂં બલૂન ભરીને તે મકાનના મિનારાની ટોચપર હું લઈ ગયો, ત્યાં આગળ ટોચપર જે સૂનેરી ગોળો હતો તેની સાથે મારી ગોફણની જાળી બાંધી દીધી, ને તેનો બીજો છેડો બલૂન સાથે બાંધ્યો, અને પછી આખાં કોલેજનાં મકાનને છેક ઉંચે લઈ ગયો. ત્યાં બધાને ત્રણ મહિના સુધી મે લટકતા રાખ્યા. તમે બધા મને પૂછશો કે ત્રણ મહિના સુધી તેઓ શું ખાઇને જીવ્યા? આના જવાબમાં કહેવાનું કે તે સૌને ત્રણને બદલે છ મહિના સુધી એવી રીતે લટકતા રાખ્યા હોત તોપણ તેઓ ભૂખે મરત નહીં એટલો બધો ખોરાક તેઓની ટેબલપર પીરસેલો હતો.

મે તો જોકે આમાં મજાકજ કરી હતી પણ પેલા બિચારા દાક્તરો, પાદરીઓ વિગેરે ધંધા ધારી લોકોના મનને તો પૂછવું જોઈતું હતું. કારણ કે આને લીધે તેઓના ધંધાને ઘણો ધોકો

લાગ્યો હતો. આમ છતાં એટલું સારૂં હતું કે તેઓનાં હાથ નીચેનાં માણસોએ તેઓની જગા સહેજ સાજ સાચવી લઈને ગાડું ચલાવ્યું હતું, નહીં તો એટલા વખતમાં તો તેમને દેવાળુંજ કાઢવાનો વખત આવતે.

---

## પ્રકરણ ૧૩ મું.

**કેપટન ફ્રીપ્સે** ઉત્તરમાં છેલ્લી મુસાફરી કરેલી તે તમને બધાને યાદ તો હશેજ, તેની સાથે તે વખતે એક સરદાર તરીકે નહીં પણ એક ખાનગી ગ્રહસ્થ અને મિત્ર તરીકે હું ગયો હતો. જ્યારે ઉત્તરમાંની છેક ઉંચામાં ઉંચી લેટીટયૂડ ઉપર હમે આવ્યા ત્યારે મારાં દુર્બિન વતી મેં ચોમેર જોવા માડયું. તે વખતે આસરે દોઢેક માઈલપર એક મોટા બરફના ઢગલાપર મને લાગ્યું કે બે સફેદ રીંછો હતાં. તેપરથી તરતજ મારી બંદુક ખાંધે લટકાવીને તે ઢગલા પાસે જઈ હું ઉપર ચઢી ગયો. ત્યાં પહોંચતાં વારનેજ પેલાં પ્રાણીઓએ ગભરાવવા ને બ્હીવા માડયું. ત્યાં કોઇ કોઈ ઠેકાણે મોટાં મોટાં બાકાં આવતાં તે મારે કૂદીજવાં પડતાં; કેટલીક જગાએ એટલું બધું લીસું હતું કે હું વખત એ વખત લપસી પણ પડતો હતો. આવી રીતે જ્યારે હું તેઓની છેક નજીક જઈ પહોંચ્યો ત્યારે મારી સાથે ગેલ કરતાં જણાયાં. એ વખતે તરતજ મેં તેઓની ચામડીની કિમ્મત ગણવા માડી, કેમકે એક ઉમદા લોંકડીનાં જેવડાં તેઓ મોટાં હતાં! એવામાં મારે કમનશીબે મારો પગ લપસી ગયો ને હું ઉંધે માથે પડયો. એથી મને એવો તો સાબીત આચકો લાગ્યો કે લગભગ અડધા કલાક સુધી હું બેભાન રહ્યો. એમ છતાં

થોડીવારમાં મને ભાન આવ્યું ત્યારે તેમાંનાં એક રીંછે મને ચત્તો કરી દીધેલો મેં જોયો. એ વખતે મને કેટલો ભય અને અચંબો લાગ્યો હશે તેનો ખ્યાલ તમેજ કરી લો. ચત્તો કર્યા પછી તે રીંછ મારો પગ પકડીને મને કોણ જાણે ક્યાં ઘસડી જતું હતું, તેટલામાં મેં મારાં ગજવાંમાંથી છરો કાઢીને તેના પાછલા પગ કાપી નાખ્યા, એટલે મને મૂકી દઇને તેણે બૂમાબૂમ પાડવા માડી, તેવામાં મેં મારી બંદુક તાકીને તેનાપર ફોડીને તેને ઠેઠ પહોંચાડી દીધું. આના અવાજથી આસપાસ અડધા માઇલપર સૂતેલાં રીંછો જાગી ઉઠ્યાં ને ત્યાં ધસી આવ્યાં. અહીંઆં હવે વિચાર કરવાનો કંઈ વખત રહ્યો નહોતો. એવામાં મને કંઈ સૂઝી આવ્યું તે મેં આંખના પલકારામાં પેલાં મારી નાખેલાં રીંછની આખી ચામડી ઉતારીને પહેરી લીધી કે તરતજ પેલું બધું ટોળું મારી આસપાસ વીંટળાઇ ગયું. એ વખતે મારાં તો હાંજાંજ ગગડી ગયાં, પણ આ તદબીરથી સારે નશીબે હું છેકજ બચી ગયો. તેઓએ આવીને મને સુંઘવા માડ્યું ત્યારે તેમને લાગ્યું કે હું પણ એક રીંછજ છું. ત્યાર પછી તો હમે ઘણાં હળી ગયાં, એટલે પછી તે બધાંનું સામટું કાસળ મારે કેવી રીતે કાઢવું તેનો મેં વિચાર કરવા માડ્યો. એવામાં મને એક લશ્કરી દાક્તરે એક વખતે કહેલું કે રીંછ ને ગરદન ઉપર જો ઘા કર્યો હોય તો એકદમ મરીજાય તે યાદ આવ્યું, તેપરથી તેમાંનાં મોટાંમાં મોટાં રીંછ ને મેં મારીને નીચે પાડ્યું. એ દરમ્યાન મને ધાસ્તી રહેતી હતી કે જો જરાપણ ઘા કરવામાં હું ચૂક્યો તો મારૂં આવીજ બન્યું હતું. આ પ્રમાણે દરેકને મેં ધીમે ધીમે ઠાર કર્યાં, તેની સંખ્યા આસરે હજારની થઈ ગઈ. તે વખતે મને લાગ્યું કે હું પણ જાણે હજારો રીંછો મારીને બીજો **સેમસનજ** થયો તો!

હવે ટુંકાંણમાં એટલું કહેવાનું કે અહીંથી હમારાં વહાણપર પાછા જઈને થોડાક ખલાસીઓને ત્યાં તેડી લાવ્યો, અને તેમની મદદથી પેલાં બધાં રીંછોની ચામડીનાં ખોળીયાં થોડા કલાકમાં ઉતારીને તે તથા તેની જાંગ કાપીને વહાણપર લઈ જઈ તે બધું ભરી કાઢયું.

ત્યાર પછી થોડા દિવસમાં ત્યાંથી ઉપડીને હમે ઇંગ્લંડ આવી પહોંચ્યા. તે વખતે પેલાં રીંછની જાંગોમાંની થોડી ત્યાંના લશ્કરી મોટા અમલદારોને, થોડી ત્યાંના ખજાનચીને, થોડી લોર્ડ મેયરને, થોડી ત્યાંના ઘણાખરા શેહેરી સભાના ગ્રહસ્થો વિગેરેને મોકલી, અને બાકી રહેલી મેં મારા ખાસ મિત્રોમાં વેહેંચી નાખી, તે સઘળાએ મોટા ઉપકાર સાથે સ્વિકારી. આ બધામાં શેહેરના લોકોએ તો મને એક ખાસ માન આપ્યું, તે એ હતું કે દરવરસે લોર્ડ મેયરના વાર્ષિક ખાનાં વખતે મને જમવા જવાનું આમંત્રણ આવ્યું.

પેલાં ચાંમડાં લઇ આવ્યો હતો તેમાંનાં થોડાં **રૂશિયા**ની શેહેનશાહબાનુના પર ભેટ તરીકે મોકલ્યાં, એવા હેતુથી કે તેને તથા તેના સભાસદોને શિયાળામાં પેહેરવાને કામ લાગે. આનો જવાબ તે રાણીએ પોતાને હાથે લખીને મારો ઉપકાર માન્યો, અને તે કાગળ પોતાના ખાસ એળચી સાથે મને મોકલ્યો, તેમાં તેણીએ મારી સાથે પરણવાની તથા મને રાજ સોંપી દેવાની મરજી બતાવી હતી. પણ આપણે કંઈ એવા ચઢે જાઉ બડે જાઉ થઈ જવાની દરકાર નહોતી તેથી ચોખ્ખી ના પાડી. તે એળચીને તેણે એવો હુકમ કર્યો હતો કે ગમે તેટલા દિવસ થાય તોપણ તારે જાતેજ તેનો જવાબ લઈને આવવું, તેપરથી મેં ત્રણ મહીને તેને જવાબ આપ્યો ત્યાંસુધી તેને મારી પાસે ખોટી થવું પડયું હતું. ત્યાર પછી તે રાણીનો મારા પર જે જવાબ આવેલો

તેપરથી મારાપર તેનું કેટલું બધું હેત હતું તે ખુલ્લું જણાઈ આવતું હતું; અને થોડા વખતપર તે ધણી બે ચેહેન રહેતી હતી તેનું કારણ શાહાજાદા **ડાલગોરાઉકી** આગળ એકવખત જ-ણાવતાં તેણે કહેલું કે મારી તેના તરફની બે દરકારીનેલીધેજ તે હતું. મારામાં એટલું બધું તે શું જવાહિર ભરેલું છે કે જેથી આ જાત મારાપર આટલી બધી મોહીત થઇ જાયછે તે કંઇ મને સમજાતું નથી, કારણ કે એ રાણીજ મારી પાછળ આટલી ગાંડી થઈ છે એમ નથી પણ એવી તો બીજી ઘણીઓ છે.

કેટલાક લોકોના કહેવામાં એમ છે **કેપટન ફીપ્સથી** એ સફરમાં આગળ વધાયું નહીં, તેથી મારે અત્રે કહેવું જોઈએ કે એમાં તેનો કંઈ વાંક નહોતો, એતો મેંજ પેલું વહાણ ચાંમડાં વિગેરેથી ભરાઈ ગયલું હોવાથી પાછું વાળવાની તેને સલાહ આપેલી.

એકે દહાડે મેં આટલાં બધાં રીંછો મારીને જે મોટી બહા-દુરી બતાવી ને તે દિવસને એક તવારિખમાં નોધવા લાયક દિ-વસની અગત્યતા આપીને મારૂં નામ આબાદ કરી દીધું તેને માટે તે મારાપર બહુ બળેછે, તથા તે બધાંને વગર મેહેનતે થોડા વ-ખતમાં કેવી રીતે મેં મારી નાખ્યાં એ જાણવાને મને ઘણોએ સમજાવ્યો પણ આપણે કંઈ એકના બે થયા નહીં, તેથી હમારા બેની વચ્ચે એટલી બધી તકરાર થઈ કે, તે દિવસથી હમારે બોલ્યા વેહેવાર પણ રહ્યો નથી.

---

## પ્રકરણ ૧૪ મું.

**બેરનટોટ** પોતાની તવારિખમાં રજનું ગજ જેટલું કરીને એક તોપ ફોડવાની વાત લખેછે અને તેથી તે જે ફૂલાઈ જાયછે, તેના

કરતાં હું જો છેક **યુરોપથી એશિયા**માં એકદમ ઉડી આવું તો-પણ તેથી ઘણોજ થોડો, કે ભાગ્યેજ ફૂલાઈ જાઉં. તે ગપ આ નીચે પ્રમાણેઃ—"**તૂર્કી** લોકોએ પોતાનાં શેહેરના કિલ્લા નીચે **સિપોઈસ** નદીના કિનારાપર ૧૨૦૦ પાઉન્ડના વજનનો એક મોટો આરસપાહણનો ગોળો ઉડે એવી એક જંગી નક્કર તોપ ગોઠવેલી હતી. **ટૉટ** સાહેબે કહ્યું કે મને તે ફોડી જોવાનું ઘણું મન થયું ત્યારે તેથી શું અસર થશે તેનો મે પેહેલાં વિચાર કર્યો. ત્યાર પછી એ વિચાર મારાં માણસોને જણાવ્યો ત્યારે તેઓ તો ધૂજીને કહેવા લાગ્યાં કે એ તોપ જો ફોડશો તો આ બધો કિલ્લો ઉડી જશે એટલુંજ નહીં પણ સાથે શેહેર પણ કદાચ ઉંધું વળશે. આખરે તેઓને ઘણું સમજાવ્યા ત્યારે મને તે ફોડવાની હા કહી. એટલે પછી તે તોપમાં ૩૩૦ રતલ દારૂ ગડચ્યો ને ઉપર કહી ગયો તેમ ૧૨૦૦ રતલી એક મોટો ગોળો મૂક્યો. તેનો ઈજનેર ફોડવાની જામગરી લઈને આવ્યો એટલે મારી આસપાસનાં સઘળાં માણસો એકદમ દૂર નાહશી ગયાં એટલુંજ નહીં પણ ત્યાંનો પાદશાહ જે ખસુસ ત્યાં જોવાને આવ્યો હતો, તેણે પણ પાછાં પગલાં ભરવા માંડ્યા, અને પેલા ઈજનેરનું પણ તેટલુંજ નાડું છૂટી ગયું. એ બધાંને મહામુશીબતે મે સમજાવીને ત્યાં રાખ્યાં ને કહ્યું કે કોઈને એથી ઈજા થવાની નથી. એમ કરીને તે તોપની પાછળ એક પથ્થરનો ચોરો બાંધેલો હતો તેનાપર ઉભા રહીને હુકમ આપ્યો કે તે ફૂટી, તે વખતે તેનો આચકો એક મોટા ધરતી કંપ જેવો લાગ્યો. તેમાંનો ગોળો ઉડીને ૩૦૦ વામ દૂર જઈને પડયો ને ત્યાં પડતાં તેના ફાટીને ત્રણ કકડા થઇ ગયા. તે સમુદ્ર ઓળંગીને સામે કાંઠે પહાડની સાથે અથડાયો અને ત્યાં જતાં વચમાં પાણીની સપાટીપર




બેરન બારસો રતલી ગોળાની નક્કર તોપ ખાંધ પર લઇને દરિયો તરેછે.

તેનો ઘસારો લાગવાથી આખી સપાટીપર ફીણુ ફીણુ થઈ ગયાં."

ગ્રહસ્થો, **બેરનટોટે** દુનિયામાંની મોટામાં મોટી તોપથી જે ભારે સહાસ કામ કરેલું તે આ હતું. ત્યાર પછી એવું બન્યું કે એક વખતે હું ત્યાં જઈ ચઢયો ત્યારે એ **ટોટસાહેબની** બહાદુરીનાં વખાણ કરતાં તેમણે ઉપર કહેલી મોટી તોપ ફોડ્યાનો દાખલો આપ્યો.

હું કંઈ એ **ફ્રેંચમેનથી** જાઉં તેવો નહોતો, તેથી તેજ વખતે તે મોટી તોપ મારી ખાંધપર લઈને બરોબર ગોઠવીને હું દરિયામાં કૂદી પડયો અને તરતો તરતો છેક સામે પાર ગયો. ત્યાંથી મારે કમ નશીબે તે પાછી ફેંકવાનું મેં પ્રયત્ન કીધું. પણ જેવો હું તેને ફેંકવા જતો હતો કે જરા મારા હાથમાંથી તે સરકી એટલે સામે પાર જ્યાંથી હું તેને ઉંચકી લાવેલો ત્યાંજ જઈને પડવાને બદલે તે દરિયાની વચ્ચોવચ્ચ પડી. ત્યાં હજુ પણ તે પડેલી છે ને કોઇથી બહાર નીકળતી નથી. આનું પરિણામ એ આવ્યું કે ત્યાંના **સુલતાનની** મારાપર ગમે તેટલી મેહેરબાની હતી છતાં આ મોટી તોપ દરિયામાં દટાઈ જવાની ખબર સાંભળતાંજ તે એટલો બધો ગુસ્સે થઈ ગયો કે એકદમ મારૂં માથું કાપી નાખવાનો હૂકમ કરી દીધો. આ ખબર તે સુલતાનના જનાનખાનાંની રાણીઓ જે મને ઘણી ચાહતી હતી તેમાંની એકે મને આવીને કહી, અને મને પકડવાને જેવાં માણસ છૂટયાં કે તેઓએ મને જનાનામાં સંતાડી દીધો.

તેજ રાતે એક વહાણ **વેનીસ** જવાની તૈયારીમાં હતું તેનાપર તેઓએ મને છાનાંમાનાં મોકલી દીધો એટલે મારો છૂટકો થયો.

ગ્રહસ્થો, આ વાત મારે કહેવી તો જોઈએ નહીં, કારણ કે હું એમાં નિષ્ફળ થયો ને વળી મારી જીંદગી ખોવાનો પણ વખત

આવ્યો હતો, છતાં મારી આબરૂને કંઈ ધોક્કો લાગે નહીં માટે મારે તે કહેતાં અચકાવું જોઈએ નહીં.

હવે, ગ્રહસ્થો, તમે મને બરોબર ઓળખ્યો હશે અને મારા કહેવાપર તમને પૂરો ભરોસો બેઠો હશે. તેથી આ લુચ્ચા, તોપમારૂ **ટોટની** ઉત્પત્તિ કેવાં કૂળમાં થએલી તે વિષે બે બોલ કહીને તમારો જીવ ખુશ કરીશ.

તેનો નામિચો બાપ **સ્વિટઝરલેન્ડ**માં આવેલાં **બર્ન** શેહેરનો હતો; તેનો ધંધો રસ્તા તથા ગલી કુંચી સાફ કરનારના ઉપરીનો હતો.

તેની મા **સેવોય**ના પહાડી મૂલકમાં જન્મી હતી ને તેને જનમથી ગરદન ઉપર એક મોટી રસોળી હતી. તે નાનપણથીજ પોતાનાં માબાપને છોડીને તેના હાલના ધણીનાં શેહેરમાં જઈ રહી હતી. ત્યાં તે રખડી રઝળીને પોતાનું ગુજરાન ચલાવતી હતી. એવામાં એક દિવસ આ જોડું એકાએક મળી ગયું. ભોગ જોગે બન્નેજણાં તે વખતે બહુ પીધેલાં હતાં, તેથી તેઓએ તેનાં ગેહેનમાં એક બીજાને ખેંચતાણ કરીને ગાળો દેવા માંડી. તેપરથી તેઓને ચોકીમાં ઘસડી ગયા. ત્યાં થોડાક વખત પછી ડાહ્યાં થયલાં જણાયાં એટલે તેમને છોડી મૂક્યાં. ત્યાર બાદ તેઓમાં એક બીજા પરનો પ્યાર વધતો ગયો ને આખરે પરણ્યાં. પણ તેને પેટ **બેરનટોટ**નો જન્મ થયા પછી પાછળથી પેલીએ પોતાની જાત જણાવવા માડી એટલે તેના છૂટા છેડા કરીને તેને કાઢી મૂકી.



# પ્રકરણ ૧૫ મું.

મારા બાપે **ઇંગ્લિશચેનલ**માંથી **હોલન્ડ** સુધી જે દરિયાઈ મુસાફરી કીધેલી તેમાંની ખરેખરી જાણવા જોગ બિનાતો તમને કહેવાને હું ભૂલી ગયો, માટે તે અત્રે તેનાજ શબ્દમાં કહુંછું:—

"હું **હોલન્ડ** જઈ પહોંચ્યો ત્યારે મને બધાએ પૂછ્યું કે શ્વાસ લેવામાં તમને કેમ આટલી બધી મુશ્કેલી પડેછે તેનો મે તેમને જવાબ દીધો કે **હેરિચ**થી તેમના કિનારા સુધી જે પ્રાણીની પીઠપર બેસીને હું આવ્યો તે તરતું નહોતું. તેનું કદ અને સ્વભાવ એવાં હોય છે કે તેનાથી પાણીપર તરી અથવા ચાલી શકાતું નથી, પણ તે પાણીને તળીએજ રેતીમાં ઘણી ઝડપથી દોડ્યું જાયછે. હું અહીંઆં આવ્યો તે વખતે મોટી મોટી માછલીઓ જેવી કોઈનો જોવામાં આવી ન હશે—એટલે કે તેની પૂછડીને છેડેજ તેનું માથું—તેવી લાખો માછલીને ખસેડતું આગળ વધ્યું જતું હતું. એવી રીતે ચાલતાં પાણીમાંજ એક વખતે **આલ્પ્સ** પર્વતના જેટલી મોટી ઉંચી ટેકરીઓવાળી ખડકની હાર આવી તે હમે ઓળંગી, તેની ઉંચામાં ઉંચી ટોચ પાણીની સપાટીથી ત્રણસો વામ નીચી હતી. એ ટેકરીઓની આસપાસ જાત જાતનાં ઉંચાં, રળિયામણાં ઝાડોની ઘટા જોવામાં આવતી હતી. તેનાં દરેક ફળનું કદ ઓછાંમાં ઓછું એક ગાડું ભરાય એવડું મોટું હતું. આ ખડકોની સામા કેટલાંક વહાણો અથડાઈને ભાંગી જતાં હતાં, તેમાંનું એક વહાણ તો એવી રીતે ભાંગી જતાં મારી પણ નજરે પડ્યું હતું. ભાંગી ગયા પછી તે વહાણ ડૂબતી વખતે આડું થઈ ગયું, ને તેમ થતાં તેનો જે મોટો આચકો લાગ્યો તેથી તેની બાજુએ પાણીમાં જે એક મોટું ઝાડ હતું, તે જડ

મૂળથી ઉખડી ગયું ને દૂર જઇને પડ્યું. હવે એ જે જગ્યાએ પડ્યું હતું તેની નીચે એક બીજી જાતનું ઝાડ હતું તેની સાથે આ ઝાડનાં મૂળીયાં મળી ગયાં ને તે બેમાંથી એક જાતની **માછલીજ** ઉગી આવી. આ સાંભળીને હરકોઈ અજાએબ થાય એમાં કંઈ શક નથી, માટે બધાની ખાતરી કરવાને મે મારી સાથે એક લઈ લેવાની ઘણીએ કોશીસ કરી પણ તે એટલી બધી મોટી હતી કે હું જ્યારે જ્યારે મારા દરિયાઈ ઘોડાને થોભાવવા જતો ત્યારે ત્યારે તે મારાથી કંટાળી જતો દેખાતો; તેની સાથે હું પણ જો કે એક ખડકપરથી બીજી ખડકપર કૂદતો ચાલ્યો જતો હતો, છતાં તે વખતે હમે ઓછામાં ઓછા ૧૫૦૦ વામ પાણીની સપાટી તળે હતા તેથી શ્વાસ લેવામાં મને એટલી બધી મુશ્કેલી પડતી હતી કે હું તો અકળાઈ ગયો હતો અને ત્યાં એક પળ-વાર પણ થોભવાનું મને ઠીક લાગતું નહોતું. આ ઉપરાંત પા-ણીમાં મને બીજી ઘણી અડચણ વેઠવી પડતી હતી. કોઈ કોઈ વાર મોટી મોટી માછલીઓ પોતાનું મોં મોકળું કરીને હમારી સામા હમને ગળી જવાના ઈરાદાથી આવતી, તેમાં અધૂરામાં પૂરો મારો દરિયાઈ ઘોડો આંધળો હતો તેથી હમારા બંનેના જા-નની સલામતીની મારે ફીકર રાખવી પડતી હતી.

હમે **હોલન્ડ**ના કિનારા પાસે આવતા હતા ત્યાં હમારાં માથા-પર લગભગ ૬૦ વામ પાણી હતું તે વખતે મારી નજરે સેહે-જસાજ જીવવાળી એક સ્ત્રીજાત પડી. જ્યારે હું તેની પાસે આવ્યો ત્યારે તેનો હાથ મેં હાલતો જોયો, તે પકડીને એક મૂડદાં તરીકે હું તેને કિનારાપર ઘસડી લાવ્યો. ત્યાં આગળ આવ્યા પછી **લન્ડન**ના દાકતર **હોઝ**ના એક એપોથીકરીએ તેની બ-રોબર સંભાળ લઈને તેને સારી કરી. પાછળથી મને માલમ

પડ્યું કે **હોલન્ડના** એક દરિયાઈ કાફલાના સરદારની તે બૈરી હતી. સારી થયા પછી એક દિવસ પેલો સરદાર પોતાના કાફલા સહિત સફરપર ઉપડી જતો હતો તે વખતે પેલી સ્ત્રીને ખબર પડી કે પોતાના ધણીએ એક પારકી સ્ત્રીને સાથે રાખી છે તે પરથી તે તેની પાસે એક ખુલ્લી હોડીમાં બેસીને ગઈ. તેણે વહાણનાં તૂતકપર ચઢીને પોતાના ધણીની સામા દોડી જઈ ને તેને એવો તો જોરથી એક તમાચો માર્યો કે તેથી પેલો ધણી જે ઓચિંતો ત્યાંથી ખસી ગયો તેને લીધે તે પાણીમાં જઈ પડી. આ જોઈને મને તેની દયા આવી તેથી તેને પાણીમાંથી પાછી બહાર કાઢીને વહાણપર લઈ જઈને તે બંને વચ્ચે પાછી સલાહ કરાવી.

આ સરદાર જે વખતે પોતાની સફરપરથી પાછો ફરીને આવ્યો તે વખતે પોતાની સ્ત્રીસાથે મેં જે તેને સલાહ કરાવી આપી તથા તેનો જીવ બચાવેલો તેને માટે મારો તેણે એટલો બધો ઉપકાર માન્યો કે તે હું કહીજ શકતો નથી.

---

## પ્રકરણ ૧૬ મું.

**જીબ્રોલ્ટરથી** પાછાં ફરતાં **ફ્રાન્સને** રસ્તે થઈને હું ઇંગ્લંડ જતો હતો તે વખતે **કેલેનાં** બારાંમાં લડાઇમાં પકડાયલા અંગ્રેજ કેદીઓથી ભરેલું એક ફ્રેન્ચ વહાણ આવી પહોંચ્યું. તેઓને જોઇને મને તેમની દયા આવી તે પરથી તેમનો છૂટકારો કરવાની નીચે પ્રમાણે મેં તદબીર રચીઃ—ચાળીસ વાર લાંબી અને ચૌદ વાર પહોળી એવી મોટી બે પાંખો મેં તૈયાર કીધી ને તે મારી બે બાજુએ બાંધી દઈને બીજે દિવસે સવારના પહોરમાં જે વખતે વહાણુપરનું દરેક આદમી-તેનો પેહેરેગીર સુદ્ધાં-ભર ઉ-

ધમાં હતું તે વખતે હું ઉંચે ઉડીને તે વહાણની ટોચપર ગયો, ને તેની ત્રણ મોટી ડોલ જેને કુવા કહેછે તેને મથાળે લોઢાંના આંકડા જડીને તેને મારી પાસે જે ગોફણ હતી તેમાં ભેરવી દીધા. પછી તે વહાણને એવી રીતે ત્યાંથી ઉંચકી લઈને હું અડધા કલાકમાં સામે કાંઠે **ડાવર** જઈ પહોંચ્યો. ત્યાં ગયા પછી પેલી પાંખોની મને કંઈ જરૂર નહોતી તેથી **ડાવર કેસલ**નો જે ઉપરી હાકેમ હતો તેને મેં તે ભેટ આપી, તે હજુ પણ ત્યાં જોવામાં આવેછે.

પેલાં વહાણ પરના ફ્રેન્ચો તથા અંગ્રેજ કેદીઓ **ડાવર**નાં બારાંમાં આવ્યા પછી લગભગ બે કલાકે જાગ્યા, ત્યારે તેઓ ત્યાં આગળ કેવી રીતે આવી પહોંચ્યા તેના મોટા વિચારમાં પડ્યા, પણ આપણે કંઈ તેનો ખુલાસો કીધોજ નહીં. હવે પેલા અંગ્રેજ કેદીઓને હિમ્મત આવી ને તેઓએ પેલા ફ્રેન્ચોની જગા લીધી ને તેમની પાસે જે લૂટી લીધું હતું તે બધું પાછું કઢાવી લીધું. આ ઉપરાંત તેઓને બીજી કંઈ પણ ઈજા મેં કરવા દીધી નહોતી.

## પ્રકરણ ૧૭ મું.

**કેપટન હેમિલટન** સાથે **ઇસ્ટ ઇન્ડીઝ** તરફ મુસાફરી કરવા હું ગયો ત્યારે મારા ઘણા વહાલા કૂતરાને સાથે લઈ ગયો હતો. હું તેને તેનાં વજન જેટલાં સૂનાની કિમ્મતનો ગણતો હતો, કારણ કે તે કોઈ દિવસ મારી સાથે નિમકહરામ થયો નહોતો.

એક પ્રસંગે એવું બન્યું કે હમારી દરિયાઈ મુસાફરીમાં અમે જમીનથી લગભગ ત્રણસો માઈલ દૂર હતા ત્યાંથી મારા કૂતરાએ આમતેમ સુંઘવા અને ફંફોસવા માંડ્યું. આમ કરતો મેં તેને

ઘણીવાર તપાસ્યા પછી વહાણના કપતાન તથા બીજાં માણસોને કહ્યું કે હવે આપણે જમીનની પાસે આવીએ છીએ, કારણ કે મારા કૂતરાને કંઇ શિકારની વાસ આવેછે. આથી બધાએ મને હસી કાઢ્યો, પણ તેથી મારા કૂતરાને માટે મને જે પાકો ભરોસો હતો તે કંઈ ઓછો થયો નહીં. ઘણીક તકરાર થયા પછી મેં તે કપતાનને હિમ્મત ભીડીને કહ્યું કે તમારાં માણસોની નજરપર મને જેટલો ભરોસો છે તેના કરતાં મારા કૂતરાનાં નાકપર વધારે છે, માટે મારે તમને ૧૦૫ પાઉન્ડ ભાડાંના આપવાના છે તેટલાની સરત મારીને કહુંછું કે અડધા કલાકમાં આપણી નજરે કંઇ શિકાર પડશે. આપરથી તે કપતાને મને ફરીથી હસી કાઢ્યો ને વહાણપરના દાકતર **મી૦ ક્રોફર્ડને** મારી નાડ તપાસી જોવાનું કહ્યું. તેણે તે તપાસી પણ મારામાં જરાએ ગાંડા ઘેલાપણાંનું ચિન્હ જણાયું નહીં. ત્યારબાદ તેઓ વચ્ચે નીચે પ્રમાણે વાત થઈ:—

**કપતાન**—મને તો એ ગાંડો થઇ ગયેલો લાગેછે. માટે એની સાથે વળી સરત કેવી બકવી.

**દાકતર**—મારો એ બાબદમાં તેથી ઉલટો મત છે. તે બીલકુલ સારો છે ને વહાણપરના બધા અમલદારો જેટલો પોતાના મતપર આધાર રાખેછે તેના કરતાં વધારે એના કૂતરાનીવાસ લેવાની શક્તિપર તે રાખેછે. માટે જો આમાં સરત બકશો તો તમે હારશો અને તે જીતશે.

**કપતાન**—મને તો એમ લાગતું નથી. છતાં તમે આમ કહોછો તો હું વિચાર કરૂંછું.

આ પ્રમાણે સવાલ જવાબ થતા હતા તે વખતે મારા કૂત-

રાએ એકજ બાજુ તરફ સુંઘવાને ફૂંફાસવા માડયું, તેપરથી મારી વધારે ખાતરી થતી ગઈ, તેથી મેં ફરીથી તેજ સરત બકી તે પેલા કપતાને કબૂલ રાખી.

હવે એવું બન્યું કે તેણે "કબૂલ" એવા શબ્દ કહ્યા કે તરતજ વહાણની બાજુએ કેટલાક ખલાસીઓ જોલી બોટમાં એક મોટી માછલી પકડી લઈ આવ્યા. એ મેં પેલા કપતાનને બતાવ્યું ત્યારે તેણે મને કહ્યું કે તમારા કૂતરાપર તમને પૂરો ભરોસો હતો તે ખરો પડયો ને મારે તમારીપાસે આપણી સરત પ્રમાણે હવે ૧૦૫ પાઉન્ડ ભાડાંના લેવા નહીં. ત્યાર પછી પેલા ખલાસીઓએ તે માછલીને વહાણઉપર લાવીને તેનામાં ભરેલું તેલ કાઢી લેવાના ઈરાદાથી તેને કાપવા માડી તો તેનાં પેટમાં છ જોડ મરઘાંની માલમ પડી.

આ મરઘીઓ આ હાલતમાં એટલો બધો વખત થયાં હતી કે તેમાંની એકતો ચાર ઈંડાં મૂકીને તેપર બેઠી હતી અને બીજી જ્યારે માછલીનું પેટ ખોલ્યું ત્યારે એકને સેવતી હતી. આ નાનાં બચ્ચાંને હમે બહાર કાઢીને થોડીજ વારપર હમારી બિલાડીએ કેટલાંક બચ્ચાં અવતર્યાં હતાં તેની પાસે મૂકયું. એ બૂઢી બિલાડી પોતાનાં બચ્ચાંને જેટલી ચાહતી હતી તેટલીજ આ પાંખવાળાં પારકાં બચ્ચાંને પણ ચાહતી હતી. જ્યારે જ્યારે તે તેની પાસેથી ઉડીને આઘું જતું ત્યારે ત્યારે તેને બહુ લાગતું. આ બધાં મરઘાંઓમાં ચાર મરઘી હતી, તેમાંની એક બે વારા ફરતી સેવન કરતી હતી, તેથી હમને હમારી આખી મુસાફરીમાં તેનો પુષ્કળ ખોરાક મળતો હતો. મારો બિચારો કૂતરો જેનેલીધે હું ૧૦૫ પાઉન્ડ જીત્યો હતો તેને દરરોજ તેનાં હાડકાં નંખાવતો અને કોઇ કોઈ દિવસ આખી મરઘી પણ અપાવતો.

# પ્રકરણ ૧૮ મું.

મારી કુહવાડીની શોધમાં મે ચંદ્રમાની મુસાફરી કરેલી તે તો હું આગળ કહી ગયો છું. પણ ત્યાર પછી મે બીજી વારની મુસાફરી ઘણી મઝામાં કરી તે વખતે ત્યાં વધારે દિવસ રહીને ત્યાંની બધી ચીજો ધારી ધારીને જોઈ તેનું વર્ણન અહીંઆ મારી યાદદાસ્તી પ્રમાણે કરૂંછું.

એક મારા દૂરના સગાને એવી ભ્રાંતિ રહી ગઈ હતી કે **બ્રોબડીગ્નેનાં** રાજ્યનાં મોટાં અસાધારણ કદનાં માણસ વિષે **ગુલિવરે** જે વર્ણન કર્યું છે, તેવાં માણસ હાલ પણ કોઈ ઠેકાણે જોવામાં આવેછે, તેની ખાતરી કરી આવવાનો તેણે મને ઘણો આગ્રહ કર્યો. આ વાતને ગપ ધારીને મે તો તેને ઉડાવવાનો વિચાર કર્યો, પણ તેણે મને પોતાની મોટી મિલકતનો વારસ બનાવ્યો હતો તેથી તેનું મન રાખવાને મેં તે કામ માથે લીધું ને ત્યાંથી **દક્ષિણ સમુદ્ર** તરફ મારૂં વહાણ હંકાર્યું. ત્યાં જઈ પહોંચ્યો તે દરમ્યાન રસ્તામાં જો કંઈ પણ જાણવા લાયક બન્યું હોય તો તે એ હતું કે કેટલાંક ઉડતાં સ્ત્રી પુરૂષોને ઉડતા દેડકાઓ સાથે રમતાં અને હવામાં નાચતાં મે જોયાં હતાં.

અઢારમે દિવસે **ઓટેહીટના** ટાપુ આગળ થઈને હમે જતા હતા તે વખતે ત્યાં એક એવો તો ભારે વંટોળીઓ થયો કે તેમાં હમારૂં વહાણ પાણીની સપાટી પરથી લગભગ ૩૦૦૦ માઇલ ઉંચું ઉડી ગયું. ત્યાં આગળ હમે અદ્ધર રહ્યા પછી થોડીક વારે પવન નીકળ્યો, એટલે વહાણનાં સઢ એવાં તો ભરાઈ ગયાં કે હમે સપાટા બંધ આગળ ચાલ્યા. આ પ્રમાણે લગભગ છ અઠવાડીયાં સુધી વાદળાં ઉપર હમારૂં વહાણ હંકારાયા કીધું.

આખરે આકાશમાં ચળકતા ટાપુ જેવી એક ગોળવિશાળ ધરતી હમારી નજરે પડી, ત્યાં આગળ એક સારાં બારાંમાં હમે હમારાં વહાણનું લંગર નાખ્યું ને કિનારાપર જઇને જોઇએ છીએ તો માણસની વસ્તી નજરે પડી. એ વખતે હમારી નીચે શેહેરો, ઝાડ, પર્વત, નદી, દરિયા વિગેરે વાળી ધરતી હમે જોઈ જે હમને લાગ્યું કે આપણી પૃથ્વીજ હશે. અહીંઆં મોટાં ગીધોપર અસાધારણ કદનાં માણસો સવારી કરીને ફરતાં જોવામાં આવતાં હતાં. તે દરેકને ત્રણ ત્રણ માથાં હતાં. આવાં મોટાં પક્ષીનો તમને સહેજ સાજ ખ્યાલ આપવા ખાતર મારે કહેવું જોઇએ કે તેની દરેક પાંખ એક વહાણનાં મોટાં સઢ જેટલી પહોળી તથા તેનાથી છગણી લાંબી હતી, અને તેનું વજન લગભગ છસો ટન જેટલું હતું. આ પ્રમાણે આપણી પૃથ્વીમાં આપણે જેમ ઘોડાપર બેસીને ફરીએ છીએ તેમ ચંદ્રમાની ધરતીનાં માણસો આ પક્ષીઓ ઉપર બેસીને ઉડતાં હતાં. હમે ગયા તે વખતે ત્યાંનો રાજા સૂર્યની સાથે લડાઇમાં રોકાયલો હતો, તેણે મને પોતાનાં લશ્કરની સરદારી આપવાની મરજી બતાવી, પણ મે તે માન સ્વિકાર્યું નહીં. ત્યાંની દરેક ચીજ ઘણી વિચિત્ર ને મોટી મોટી જોવામાં આવતી હતી. ત્યાંની સાધારણ માખી આપણી દુનિયાનાં એક ઘેટાં જેવડી જોવામાં આવતી હતી. લડાઈનું મુખ્ય હથિઆર મૂળાના કંદ હતા. તે આપણાં તીરને ઠેકાણે વપરાતા હતા અને એવા તો ધારવાળા કે જેને વાગે તેનો જીવ લે તેવા હતા. તેઓની ઢાલ આપણે ત્યાંની કૂતરાની ટોપી (જે ચોમાસાના દિવસમાં ચીચોડાના ફણગામાંથી નીકળેછે તે) ની બનાવેલી હતી. મૂળાની મોસમ નહીં હોતી ત્યારે તીરને બદલે તેઓ ગાજરથીજ કામ ચલાવતા હતા.




પૂછડીયા તારાનો રહેવાશી.

ઉજડીઆ તારાના કેટલાક રહેવાશીઓ ત્યાં પણ જોવામાં આવતા હતા. તેઓ વેપારની ખાતર ત્યાં આવ જા કરતા હતા. તેઓનાં મોઢાં મોટા શિકારી કૂતરા જેવાં લાંબાં હોયછે અને આંખો તેઓનાં નાકની દાંડી નીચે હોયછે. તેનાંપર પોપચાં હોતાં નથી તેથી ઉંઘતી વખતે તેઓની જીભ વતી આંખ ઢાંકીને સૂએછે. કદમાં સાધારણ રીતે વીશ ફીટ ઉંચા હોયછે.

ચંદ્રમાના રહેવાશીઓ છત્રીશ ફીટ જેટલા ઉંચા જોવામાં આવતા હતા. તેઓને મનુષ્ય જાતમાં ગણતા નથી પણ રાંધનારાં પ્રાણીઓ કહેછે. આમ કહેવાનું કારણ એ કે આપણી માફક પોતાનો ખોરાક દેવતાપર રાંધીને એકદમ ખાઈ જતા નથી પણ ફક્ત પોતાની ડાબી બાજુ તરફનું પેટ ખોલીને બધો રાંધેલો ખોરાક ભરી દેછે તે છેક તે દિવસથી એક મહીને ખોલે છે, એટલે કે તેઓ વરસમાં બાર વાર કરતાં વધારે વાર ખાતા નથી. હરકોઈ કબૂલ કરશે કે આ રીત તો અક્રાંતિયા હોય તેનેજ બોજે, આપણે તો ઘડીએ ન ચાલે.

ઉપર કહેલી રાંધનારાં માણસની જાત શિવાય બીજી જાતો પણ હોયછે તે જૂદી જૂદી જાતનાં ઝાડોમાંથી પેદા થાયછે. એવાં ઝાડોને મોટી સીધી ડાળીઓ તથા રાતા રંગનાં પાંદડાં હોયછે. તેને સોપારી જેવાં સકત ફળ આવેછે ને તેનાપર નાળીએર જેવું પડ હોયછે. તે પાકેછે—જે તેના બદલાતા જતા રંગપરથી જણાયછે—ત્યારે તેને ઘણી સંભાળથી એકઠાં કરવામાં આવેછે અને પછી તેને મરજીમાં આવે ત્યાંસુધી રાખી મૂકેછે. પછી જ્યારે તેને સજીવન કરવાં હોયછે ત્યારે પડ સહીત પેલાં ફળને ઉનાં ખદખદતાં પાણીનાં ટબમાં નાખેછે, એટલે થોડીક વારમાં પેલું પડ ફાટી જઇને તેમાંથી એક પ્રાણી બહાર કૂદી આવેછે.

દુનિયામાં અવતરતાં પહેલાંજ કૂદરતે તેમનામાં જૂદી જૂદી શક્તિઓ મૂકેલી હોયછે. એટલે કે એક ફૂળમાંથી યોદ્ધાઓ નીકળી આવેછે તો બીજામાંથી ફીલસુફ નીકળેછે, ત્રીજામાંથી ધર્મિષ્ટ, તો ચોથામાંથી કાયદામાં પ્રવિણ, પાંચમામાંથી એક ખેડુત, તો છઠ્ઠામાંથી એક ગામડીઓ, એવી રીતે જૂદાં જૂદાં ફૂળોમાંથી જૂદી જૂદી જાતનાં માણસો પેદા થાયછે. પછી તેમની શક્તિ પ્રમાણે ઘડાઈ કૂટાઇને સૌ હોશિઆર થાયછે. ઘરડા થઇને તેઓ આપણી માફક મરી જતા નથી પણ વાયુના જેવા અદૃષ્ટ થઈને હવાની સાથે ધૂમાડાની પેઠે મળી જાયછે. તેઓને પીવાનું કંઈ જોયતું નથી. તેઓના દરેક હાથે અકેકીજ આંગળી હોયછે તે વતી આપણી માફક બધું કામ બરોબર કરી શકેછે. પોતાનું માથું તેઓ જમણા હાથની બગલમાં રહેવા દેછે. મુસાફરીએ અથવા લડાઈમાં તેઓ જાયછે ત્યારે ઘણું ખરૂં તે ઘર આગળ મૂકીને જાયછે, કારણ કે ગમે ત્યાં હોય ત્યાંથી તેની સલાહ લઈ શકેછે. આથી તમારે કંઈ અજાએબ થવાનું નથી કેમકે એ રિવાજ તો ત્યાં સાધારણ છે. ત્યાંના મોટા લોકોને સાધારણ લોકોમાં શું થાયછે તે જાણવાની ખાયશ થાયછે ત્યારે તેઓ—એટલે તેમનું ધડ—ઘેર રહેછે અને પોતાનાં માથાંને મોકલેછે, તે એકલું ઉડતું ચાલ્યું જઇને બધી ખબર અંતર લઈ આવેછે.

તેઓની દરાખના ઠળીઆ કરાં જેવાજ હોયછે. તે જોયા પછી મારી ખાતરી થઈ છે કે ત્યાં ભારે વા વાઝોડું થાયછે ત્યારે ત્યાંના દ્રાક્ષના વેલાપરથી દ્રાક્ષ ખરી પડીને આપણી ધરતીપર પડેછે ત્યારે આપણે તેને કહીએ છીએ કે કરાં પડ્યાં. એથી મારૂં કહ્યું જે માનતા હોય તેને હું સલાહ આપુંછું કે હવે બીજી વાર કરાં પડે ત્યારે તેને એકઠાં કરવાં ને તેનો દારૂ બનાવવો.




ચંદ્રમા પરનો રહેવાશી.

આ બધું તો મેં તમને કહ્યું પણ ખરેખરૂં જાણવા જોગ તો રહી ગયું. તે એકે આપણે એક સાધારણ કોથળીનો જેવી રીતે ઉપયોગ કરીએ છીએ તેજ પ્રમાણે તે લોકો પોતાનાં પેટનો ઉ- પયોગ કરેછે, અને પોતાની મરજીમાં આવે ત્યારે તે એક પેટારાની માફક ઉઘાડીને તેમાંથી લે મૂક કરેછે. આપણી માફક તેઓને આંતરડાં, કાળજું વિગેરે કંઈ પણ હોતું નથી, તેમ તેઓને ક- પડાં પણ પેહેરવાં પડતાં નથી, કારણ કે તેમનાં શરીરનો કોઈ પણ ભાગ બેડોળ કે અમર્યાદા ભરેલો જણાતો નથી. પોતાની મરજીમાં આવે તેમ પોતાની આંખ બહાર કાઢીને પાછી ગોઠવી દે છે, અને જેટલું આંખના ખાડામાં આંખ હોયછે ત્યાંથી દેખાયછે તેટલુંજ આંખ હાથમાં રાખી હોય તો જણાયછે. તેમ કદાચ તે ખોવાઈ ગઈ અથવા તેને કંઈ ઇજા થઈ તો બીજી માગીને અથવા વેચાતી લઇને કામ ચલાવાય છે અને તેનાથી તેવુંજ સાફ દેખાયછે. આ કારણને લીધે ત્યાં આંખના વેપારીઓ ઘણા હો- યછે. પીળી તથા લીલી આંખ પહેરવાની એક જાતની તે લો- કોમાં મોહટાઈ ગણાયછે.

હું ધારૂંછું કે આ બધું તમને ઘણું અજાએબ લાગતું હશે પણ તમારામાંના કોઈને પણ જરા તેમાં વેહેમ લાગતો હોય ને તમા- રામાં હિમ્મત હોય તો બેલાશક તમારી જાતે ત્યાં જઇને ખાતરી કરી આવો.



## પ્રકરણ ૧૯ મું.

હમણાં જે રાજા રાજ કરેછે તેનાં રાજની શરૂઆતમાં હું ઈંગ્લંડ જઇ પહોંચ્યો હતો. તે વખતે મારો કેટલોક માલ વહાણપર

ચઢાવવાને હું બંદરપર ગયલો ત્યાંથી કિનારે કિનારે પાછાં ફરતાં રસ્તામાં મને એટલો બધો તાપ લાગ્યો કે ત્યાંની મોટા મિનારાં આગળની તોપનાં ભુંગળાંમાં હું તો ભરાઇને નિરાંતે સૂતો. ભોગજોગે થયલું એવું કે તે તોપને સવારની ગડબી મૂકેલી એટલે બપોરે એક વાગતાની તોપ અંદર જોયા વગર હંમેશની માફક ફોડી, તેથી હું તો તે નદીને સામે પાર આવેલાં એક ખેતરમાં મોટી ઘાસની ગંજી હતી તેપર ઉડીને પડ્યો. પણ અજાએબી ભરેલું એ હતું કે તે દરમ્યાન હું બીલકુલ જાગ્યોજ નહીં, ને ત્યાં આગળ ભર ઉંઘમાં ત્રણ મહિના સુધી પડીજ રહ્યો. એવામાં બન્યું એમ કે તે ગામમાં ઘાસનો ભાવ બહુ ચઢી જવાથી તેના માલીકે પૈસાની લાલચમાં પોતાની બધી ગંજીઓ સામટી વેચી નાખી, એટલે ખરીદનારે હું સૂતેલો તેજ ગંજીપરથી ઘાસ ગણી લેવા માડ્યું. તે ગંજી ઘણી ઉંચી હતી તેથી તેનાપર ચઢવાને નીસરણી મૂકતાં માણસોએ જે બધો ઘોંઘાટ કરી મૂક્યો તેથી હું જાગી ઉઠ્યો અને એકદમ ત્યાંથી આંખ મીચીને દોડી જતો હતો એટલામાં તો નીચે તે ગંજીનો મૂળ ધણી ઉભો હતો તેનાપર હું ધબ દઇને પડ્યો ને તેની ગરદન છુંદી નાખી, પણ મને કંઈ ઈજા થઈ નહોતી. પાછળથી મને માલમ પડ્યું કે આ ખેડુત ઘણોજ ખરાબ માણસ હતો તેથી આપ્રમાણે તેને જે ઇજા થઈ તેથી હું ઘણો ખુશી થયો.



## પ્રકરણ ૨૦ મું.

**મી૦ ડ્રાઇબ્રોન્સની સિસિલીની** મુસાફરીનો મેં જે હેવાલ વાંચ્યો તે પરથી **માઉન્ટ એટના**નો જ્વાળા મુખી પર્વત જોઇ આવ-

વાની મારી ખાએશ થઈ, તેથી ત્યાં જવાને હું ઉપડયો. રસ્તામાં કંઈ બહુ જાણવા જેવું બન્યું નહોતું, પણ **એટના** પર્વતથી પાંચ છ માઇલપર આવી પહોંચ્યા પછી મને ઘણો થાક લાગવાથી હું એક ઝુંપડાંમાં જઇને સૂતો. બીજે દિવસે સવારે ઉઠયા પછી મારા મનમાં આવ્યું કે એ પહાડની અંદર જઇને બધું જોઇ આવતાં જાન જાય તોપણ મારે તો ત્યાં જઈને બધી શોધો કરવી. એમ વિચાર કરતો કરતો ઝુંપડાંમાંથી નીકળીને ત્રણ કલાકમાં પેલા જવાળા મૂખી પર્વતપર જઈ પહોંચ્યો. તે વખતે મને માલમ પડયું કે તેમાંથી બે ત્રણ અઠવાડીયાં થયાં લાહવા નીકળ્યા કરતો હતો. આ વખતનો દેખાવ કેવો ભયંકર હશે તેનો ખ્યાલ, હે વાંચનાર ગ્રહસ્થો, તમેજ કરી લેશો. તેનાં મથાળાંની આસપાસ એકવાર ફરી વળીને થોડીવારમાં આંખ મીચીને હું અંદર કૂદી પડયો. નીચે જતાં રસ્તામાં અંદરથી બહાર નીકળી આવતા અંગારાના ગોટે ગોટા મારી સામા અથડાતા હતા, પણ મારો ભાર તેના કરતાં વધારે હોવાથી હું તેની સાથે ઉપર ધસડાઈ આવ્યો નહીં, પણ છેક તળીએ એક ગરમીવાળા ઓરડામાં જઈને પડયો. તે વખતે મારૂં આખું શરીર સોહરાઈને બડબાઈ જવાથી આપણે તો ઢીલા ઢભ બની ગયેલા બેભાન જેવા થઇને પડ્યા. થોડીવારે મને ભાન આવ્યું ત્યારે મારી આસપાસ ગડબડાટ થતી મેં સાંભળી. જેમ જેમ શુદ્ધિ આવતી ગઈ તેમ તેમ આપણે આસપાસ જોવા માડયું તો મેં અગ્નિદેવ તથા તેના **એક** આંખવાળા રાક્ષસોને મારી આગળ જોયા. એ વખતે હૂકમનો અનાદર કરવાને માટે ત્રણ અઠવાડીયાં થયાં અગ્નિદેવ પોતાના રાક્ષસોને ઠપકો આપતો હતો તેથી તેઓ ઉશ્કેરાઈ ગયા હતા. હું ધારૂંછું કે આ તેમની અંદરની ધાંધલને લી-

ધેજ ઉપરની દુનિયામાં બધો ત્રાસ વરતી રહ્યો હતો. એમ છતાં મને જોઇને તે બધા ધીમા પડી ગયા ને પછી અગ્નિદેવે જાતે મારા સોહરાયલા ભાગપર મલમ પટ્ટા માર્યા એટલે થોડાદિવસમાં તે બધા ઘા રૂઝાઈ ગયા. તેણે મારી આગળ અમ્રત તથા ઉમદા ફળો જે દેવલોકોનાજ ખાવામાં આવેછે તે લાવીને મૂક્યાં. નાસ્તો કરી રહ્યા પછી અગ્નિદેવે શુક્રને હૂકમ કર્યો કે તેણે મારી ખીજમતમાંજ રહેવું અને મને કોઈ વાતે હરકત પડવા દેવી નહીં. જે ઓરડો મને રહેવાને આપેલો તે એવો તો શણગારી દીધો હતો કે તેનું વર્ણન કરવાને મને ઘટતા શબ્દો જડી આવતા નથી.

બીજે દિવસે અગ્નિદેવે **એટના**ના જ્વાળા મુખી પર્વતનો મને ટુંકાણમાં હેવાલ આપ્યો: તેણે કહ્યું કે આ પર્વત મારા ચૂલાની રાખના ઢગલાનો બન્યો છે. જ્યારે કંઈ વાંકને માટે હું મારા લોકોપર ગુસ્સે થઈ જાઉંછું, ત્યારે તેમને બીજી સજા કરવાને બદલે હું તેમનાપર ધગધગતા અંગારા ફેંકુંછું. તે તેઓ મારાપર પાછા નહીં ફેંકતાં ઘણી ચાલાકીથી છટકાવીને ઉપરની દુનિયામાં ફેંકી દેછે. તેણે એમ પણ કહ્યું કે હમારા કજીઆ કોઈ કોઇ વખત ત્રણથી ચાર મહિના સુધી રહેછે, અને તે વખતે અંગારાના ગોટે ગોટા ઉપર જણાવ્યા પ્રમાણે ઉપર ચાલ્યા જાયછે, તેને હું ધારૂંછું કે તમારી માણસજાત જ્વાળા મુખીના ધડાકા કહેછે. તેણે મારી વધારે ખાતરી કરીને કહ્યું કે **વીસૂવીઅસ** નામનો બીજો જ્વાળા મુખી પર્વત કે જ્યાં મારે જવાનો દરિયાની તળેટીથી લગભગ ૧૫૦ માઇલ નીચો રસ્તો છે તે પણ મારાજ કબજામાં છે. ત્યાં પણ તે ધડાકા થાયછે તેનું કારણ એજ છે. હું મેડમ શુક્રના એક આબરૂદાર પરોણા તરીકે વધારેવાર રહેતે, પણ કોઈ ચાડીઆએ અગ્નિદેવના કાન

ભર્યો, તેથી તે મારાપર એટલો બધો ગુસ્સે થઈ ગયો કે કેમે કર્યો શાંત પડે નહીં. એક દિવસ સવારે હું ધારા પ્રમાણે મેડમ શુક્નીસાથે એક ઓરડામાં બેસીને ગપ્પાં મારતો હતો તેવામાં હમને જરાપણ ચેતાવ્યા વગર અગ્નિદેવે એકદમ અંદર આવીને મને પોતાની બગલમાં લઈ લીધો, અને મેં કદી નહીં જોયલો એવા મોટા બિહામણા ઓરડામાં મને લઈ ગયો, ત્યાં એક મોટો પોહળાં મોઢાંનો કૂવો હતો, તેનાં મોં ઉપર પોતાના હાથમાં મને ધરી રાખીને કહ્યું, " હે નીચ, અપકારી માણસ, જે દુનિયામાંથી તું આવ્યો ત્યાં પાછો જા." એટલું બોલીને મારો કંઈ પણ જવાબ સાંભળ્યા વગર તે કૂવાની વચ્ચોવચ મને જોરમાં ફેંકી દીધો. આપણે તો લાગલા ધસતા ધસતા છેક નીચે ચાલ્યા, ને તે વખતે જાણે મેં સમાધી ચઢાવી હોય એમ મને લાગ્યું. પણ એટલામાં પાણીમાં ધબ લઈને પડયો એટલે જરા જાગૃતિ આવીને જોઉંછું તો સૂર્યનાં કીરણથી પાણી ચકચક થતાં હતાં.

મારે સારે નશીબે મને નાહનપણથીજ તરતાં આવડતું હતું, તેથી હવે જાણે હુ સ્વર્ગમાં કેમ નહીં જઈ પહોંચ્યો હોઉં તેટલી મારાં મનને ટાઢક વળી. થોડીવાર સુધી આમતેમ જોયું પણ ત્યાં મોટા અથાધ સમુદ્ર શિવાય બીજું કંઈજ નજરે પડે નહીં. અગ્નિદેવના ગરમીવાળા મહેલમાં જે સેહેલ મારેલી તેને બદલે હવે ટાઢાં પાણીમાં મારે આથડવું પડતું હતું તેથી હું તો જેવો અકડાઈ ગયો. આખરે જાણે એક મોટી ખડક મારી તરફ દોડી આવતી હોય એમ મને લાગ્યું. તેથી બરોબર ધારીને જોઉંછું તો મને માલમ પડયું કે તે એક બરફનો તરતો મોટો ઢગલો હતો. એ જોઇને તેની તરફ હું ધસતો ચાલ્યો ને પાસે જઈને આસપાસ બે ત્રણ વાર ફરી વળ્યો, પણ તેનાઉપર

ચઢી જવાનો કંઈ મને રસ્તો સૂઝે નહીં. છતાં ઘણી મુશીબતે તેની ટોચપર ગયો. ત્યાંથી પણ જમીનનો કકડો સરખો મારી નજરે પડયો નહીં એટલે તો હું વધારે વધારે નાસીપાસ થવા લાગ્યો. આવી રીતે સાંજ પડતાં મારી નજરે એક વહાણ પડયું, તેની પાસે જઈ પહોંચીને મોટે સાદે **જરમન** ભાષામાં તેમને માટે ખુશીનો પોકાર કીધો, તેનો જવાબ તે વહાણપરના લોકોએ મને **ડચ** ભાષામાં પાછો વાળ્યો. આથી મને હિમ્મત આવી ને એકદમ પેલી ખડકપરથી પાણીમાં હું કૂદી પડયો, એટલે તેઓએ મને જોઇને દોરડું નીચે નાખ્યું તે પકડીને હું વહાણપર ચઢી ગયો. ત્યાં ગયા પછી હમે કયાં હતા તે પૂછતાં જણાયું કે તે વખતે દક્ષિણ મહાસાગરમાં આવી પહોંચ્યા હતા. આ સાંભળીને મારા સઘળા વહેમનો અંત આવ્યો, કારણ કે હવે મને માલમ પડયું કે આતો એક નવી શોધ થઈ. આપરથી સાબીત થયું કે **એટના**ના જ્વાળામુખી પર્વતમાંથી પૃથ્વીનાં મધ્યબિંદુમાં થઇને હું **દક્ષિણમહાસાગર**માં આવ્યો. ગ્રહસ્થો, અહીંઆં આવવાને દુનિયાનો મોટો ચકરાવો લેવા કરતાં આ રસ્તો ઘણો સીધો અને ટુંકો છે. એને માટે મારા શિવાય બીજા કોઈએ મહેનત અને ખંત વેઠી નથી, એટલે એ શોધનું માન મનેજ ઘટે છે.

વહાણપર સેહેજ સાજ નાસ્તો લઇને હું જરા આરામ લેવાને પડયો. ત્યારપછી થોડીવારે ઉઠીને તે લોકોની સાથે મેં વાત કરવા માંડી ત્યારે તેઓ મને ઘણા જંગલી માલમ પડ્યા, કારણ કે **એટનાથી દક્ષિણ મહાસાગર**માં આવવાના સીધા રસ્તાની હકીકત તમારી માફક મેં તેમને કહી ત્યારે તેમાંના કેટલાકોએ, તેમાં મુખ્યત્વે કરીને તેમના કપતાને, તે બધી ગપ છે એમ ધા-

રીને મને હસી કાઢીને મારૂં અપમાન કરવા માંડયું. પણ તેણે મને પોતાનાં વહાણપર લઇ લઈને મારો જીવ બચાવેલો અને ત્યાં મને બધી જરૂરીઆતની ચીજો પૂરી પાડતો હતો તેથી ખામોશ પકડીને તેના બોલવાપર મે કંઈ ધ્યાન આપ્યું નહીં.

ત્યારપછી તેઓ ક્યાં જતા હતા તેની પૂછપરછ કરતાં એકે જવાબ દીધો કે—"કંઇ નવી શોધ પાછળ નીકળ્યા છીએ અને તમારી કહેલી વાત જો સાચી હોય તો ખરેખર આપણે એક નવો રસ્તો શોધી કાઢયો છે એટલે હવે આપણે નાસીપાસ થઈ ને ઘેર પાછા વળવાનું નથી."

એ વખતે હમે કેપટન કુકને માર્ગેજ હંકારતા હતા, ત્યાંથી બીજે દીવસે **બોટનીબે**માં આવી પહોંચ્યા. અંગ્રેજ સરકાર આ જગ્યાને ગુહનેગારને કાળાં પાણીએ ચઢાવવા લાયક ગણતી હોય તો તેમને હું ભલામણ કરૂંછું કે તે તો જેણે સારાં સારાં કામો કર્યાં હોય તેની કદર જાણીને તેના બદલામાં તેવા ગ્રહસ્થોનેજ રહેવા મોકલવાની જગ્યા તરીકે ગણવી જોઈએ, કારણ કે ત્યાં આગળ કુદરતી ફળ ફળાદિ વિગેરેની ખૂબીઓ એટલી છે કે તે સાંભળીને હરકોઇ ત્યાં જઇ રહેવાને ખુશી થશે.

અહીંઆ હમે ત્રણ દિવસ રહ્યા. ચોથે દિવસે ત્યાંથી ઉપડ્યા કે તરતજ દરિયામાં ભારે તોફાન થવા માંડયું, તેથી થોડા કલાકમાં હમારાં સઢળાં સઢો ફાટી તૂટીને સાફ થઈ ગયાં અને હમારી ડોલનું લાકડું પણ કકડીને નીચે **હોકાયંત્ર**ની પેટીપર પડી તેના ચૂરેચૂરા કરી નાખ્યા. આથી હમને કેટલી હરકત વેઠવી પડી હશે તે દરેક દરિયાઈ મુસાફરને માલમ હશે એટલે કંઇ કહેવાની જરૂર નથી. હમારે હવે કઇ બાજુએ હંકારવું તે કંઈ સૂઝે નહીં. આખરે થોડા વખત પછી તોફાન નરમ પડ્યું ને

પવન સીધો નીકળ્યો એટલે કલાકના ૪૦ માઇલ પ્રમાણે ૭ મહિના સુધી સઢવગર હમે હંકારાઇ ગયા. તે વખતે રસ્તામાં આસપાસ વિચિત્ર દેખાવ હમારી નજરે પડ્યા. હવા બદલાવાથી હમારી તબીએત ચાક બનવા લાગી, હમને ઘણી સુગંધીદાર વાસ આવવા માડી, સમુદ્રનો દેખાવ પણ બદલાતો ગયો, અને અત્યાર સુધી આસપાસ બધું લીલું લીલું જણાતું હતું તેને બદલે હવે સફેદ સફેદ નજરે પડવા માડ્યું.

આ બધા વિચિત્ર દેખાવો પછી હમને જમીન દેખાઈ અને જરા આગળ વધ્યા એટલે એક ખાડી જણાઈ, તેમાં સ્વાદિષ્ટ મસાલાદાર દૂધ વહેતું હતું. તેમાં પેસીને હમે કિનારે ઉતર્યા તો આખી ધરતી બધી સફેદ સફેદ જણાઈ, તેપરથી ખબર કાઢતાં માલમ પડ્યું કે એ તો બધો ટાપુ મલાઇથી પથરાઈ ગયલો હતો. આની હમારી વધારે ખાતરી એપરથી થઈ કે હમારામાંના એક જણાને મલાઈની ઘણી છીટ હતી તેને તે જોઇને ઉલટી થવા માડી, ત્યારે તેણે કહ્યું કે મારા પગ તળે જે મલાઇનો થર છે તે કાઢી લો. એમ કર્યું એટલે તેની ઉલટી બંધ થઇ ગઈ. આ મલાઈ ઉપરજ ત્યાંના બધા રહેવાશીઓ ઘણું ખરૂં જીવતા હતા. એમાં વધારે તાજુબીની વાત એ હતી કે જેટલી મલાઈ દિવસમાં ખપી જતી તેટલી બીજે દિવસે સવારમાં પાછી ત્યાં પથરાઈ રહેતી. અહીંઆ ઠેકાણે ઠેકાણે દ્રાક્ષના વેલા જોવામાં આવતા હતા. તેપરની દ્રાક્ષને દાબીએ કે તેમાંથી દૂધ નીકળતું હતું. તે લોકો પાણીને બદલે દૂધવાળી ખાડીની સપાટીપર દોડ્યા જતા હતા. તેઓ સારા, દેખાવડા અને નવ ફીટ ઉંચા હતા, અને તેમને ત્રણ પગ અને એક હાથ હતા. એકંદરે તેમના શરીરનો ઘાટ સારો હતો. તેઓને માંહોમાહે ટંટો થાયછે ત્યારે મરદોને

તેમનાં કપાળની વચમાં જે એક સીધું શિંગડું હોયછે તેવતી ઘણી હોશિઆરીથી લડેછે.

આ મલાઈના ટાપુપર અનાજ પુષ્કળ ઉગતું હતું, તેનાં કણસલાંમાંથી તૈયાર ખાવાની રોટલીઓ નીકળી આવતી હતી. તેના પર બધે ફરીને જોતાં હમને માલમ પડ્યું કે ત્યાં એ શિવાય બીજી સત્તર દૂધની નદીઓ હતી.

આ ટાપુમાંથી ઉપડ્યા પછી ત્રીસ દિવસે હમે સામે કિનારે આવી પહોંચ્યા. ત્યાં હમે કેટલાંક વિચિત્ર ઝાડો જોયાં તેમાંથી અંજીર, અખરોટ, આલુ વિગેરે તરેહવાર જાતનાં ફળો નીકળી આવતાં હતાં. એ ઝાડ ઘણાંજ મોટાં હતાં ને તેમાં હજારો પક્ષીના માળા હતા, તેમાં એક મોટાં જળગામી પક્ષીનો માળો એવડો મોટો હતો કે તેનો ઘેરાવ **લન્ડન** શેહેરમાં આવેલાં **સેન્ટપોલ**નાં દેવલના ઘૂમટ જેવડો હતો. તેમાં વધારે બારીકીથી જોતાં માલમ પડ્યું કે તે પક્ષીએ મોટાં મોટાં ઝાડોને અજાયબ રીતે એક બીજાં સાથે ગુંથી લઇને આવો મોટો માળો કીધો હતો. તેમાં લગભગ ૫૦૦ ઇંડાં મૂકેલાં હતાં, તે દરેકનું કદ દારૂનાં મોટાં આઠ પીપ જેવડું હતું. એ હમે નજરે જોઈ શકતા હતા એટલુંજ નહીં, પણ તેની અંદર બચ્ચાં ચીંચીં અવાજ કરતાં હતાં તે પણ સંભળાતું હતું. ઘણા થાકીને ભૂખ્યા ડાંસ થઈ જવાથી હમે તેમાંનું એક ઈંડું કાઢીને ફોડ્યું તો તેમાંથી પાંખ વિનાનું બચ્ચું નીકળી આવ્યું. તે કદમાં વીસ ગીધ કરતાં પણ મોટું હતું. આ બચ્ચાંને હમે બહાર કાઢ્યું તેપરથી પેલું મોટું પક્ષી એટલું બધું ગુસ્સે થઈ ગયું કે હમારા કપતાને તે ઇંડું ફોડેલું તેને પોતાના પંજામાં ઓચિંતો પકડી લઇને લગભગ એક

માઈલ કરતાં ઉંચે ઉડી ગયું ને ત્યાં પોતાની ચાંચવતી તેના બધા દાંત તોડી પાડીને તેને ત્યાંથી નીચે ફેંકી દીધો.

**ડચ** લોકો ઘણા હોશિઆર તરનાર હોયછે તેથી પેલો કપતાન હમારી પાસે તરતો તરતો આવી પહોંચ્યો ને ત્યાંથી પાધરા હમે વહાણપર ચાલ્યા ગયા. પાછા વળતી વખતે હમે જૂદોજ રસ્તો લીધો. એક જગાએ એક એક શિંગડાંવાળા બે ગોધાને બંદુકની ગોળીથી હમે માર્યા તેપરથી ત્યાંના લોકો ગુસ્સે થઇને હમારાપર ધસી આવ્યા, પણ સમાધાન કરીને તેમને પાછા વાળ્યા. આનું કારણ પૂછવાથી માલમ પડ્યું કે એ જાનવાર ત્યાં ઘોડાની માફક સવારી કરવામાં તથા ભાર વહેવાના કામમાં આવતું હતું. આગળ ચાલતાં રસ્તામાં એક ઝાડપર ત્રણ માણસને ઉંધે માથે લટકતાં જોયાં, તેની પાસે જઇને તપાસ કરતાં માલમ પડ્યું કે જેજે જગાએ મુસાફરી કરીને તેઓ પાછા આવેલા, ત્યાંનો બધો ખોટો હેવાલ ત્યાંના લોકોને આપેલો, તેથી એ સજા તેમને કરવામાં આવી હતી. આ પરથી આપણે કંઈ ગભરાવાનું હતું નહીં, કારણ કે "આપણે તો જૂઠું બોલવાના સમજ ખાધા હતા."

અહીંથી વહાણપર જઇ લંગર ઉંચકીને હંકારવા માડતા હતા તે વખતે કિનારાપરનાં સઘળાં નાનાં મોટાં ઝાડો જે બધાં સીધાંજ વધેલાં હતાં તેઓએ બે વખત વાંકાં વળીને હમને સલામતી આપી.

આ મલાઈના ટાપુનો જે મોટો વિસ્તાર હમે જોયો તેપરથી હમારી ખાતરી થઈ કે આખા **યુરોપખંડ** કરતાં પણ તે વધારે વિશાળ અને ઉમદા હતો.

હજુ પણ હમને હોકાયંત્ર નહીં મળી આવ્યાથી ત્રણ મહિના સુધી કેણી તરફ હમે જઇએ છીએ તેનો વિચાર કર્યા વિના આગળ

હંકાર્યા કર્યું, એટલામાં એક મોટા સમુદ્રમાં આવી પહોંચ્યા, તેનાં પાણી શાહી જેવાં કાળાં દેખાતાં હતાં. તે ચાખી જોતાં હમને માલમ પડયું કે તેનો સ્વાદ તો એક પહેલા નંબરના દારૂ જેવો લાગતો હતો. તે હમારા ખલાસીઓએ એટલો તો દમ ભીડીને પીવા માડયો કે હમને ફીકર લાગી કે રખેને બધાજ પીધેલ થઈ જશે તો વળી રસ્તામાં પંચાત પડશે. એટલામાં એવું બન્યું કે થોડીક વારમાં કાલુ માછલી અને એવાં બીજાં દરિયાઈ પ્રાણીઓ હમારી આસપાસ ફરી વળ્યાં. તેમાંની એક માછલી તો એવી મોટી હતી કે તેનો કંઈ હમે ખ્યાલજ કરી શકયા નહીં. તે હમારી છેક નજદીક આવી પહોંચી ત્યાંસુધી તેનાપર હમારી નજર પડી નહીં. આ રાક્ષસી માછલી સઢ તથા ડોલ સુધાં હમારાં આખાં વહાણને પોતાનાં બારાં જેવડાં મોટાં મોંમાં લઇને ગળી ગઈ. થોડીવાર અંદર રહ્યા પછી તેણે પોતાનું મોં જરા પહોળું કર્યું એટલે અંદર પાણી ધસી આવ્યું, તેને લીધે હમારૂં ૫૦૦ ટનનું વહાણ તેનાં પેટમાં તરવા લાગ્યું, પણ અહીંઆં જાણે એક સ્થિર ખાડીમાં લંગર નાખીને રહ્યા હોઈએ તેમ લાગ્યું. હવા જરા ગરમ હતી પણ વાસ ઘણી મારતી હતી. ત્યાં આગળ સેંકડો હોડીઓ, વહાણો વિગેરે જોવામાં આવ્યાં, તેમાંનાં કેટલાંક ખાલી તથા કેટલાંક ભરેલાં હતાં. ત્યાં સૂર્ય, ચંદ્ર કે તારાનું અજવાળું ન હોવાથી બધું કામ મસાલને અજવાળે થતું હતું. દિવસમાં બે વખત તે માછલી પાણી પીતી હતી ત્યારે હમારાં વહાણો જાણે ભરતીને લીધે તરતાં અને બીજે માર્ગે પાણી કાઢી નાખતી ત્યારે પાછાં ટપકીને હમે જાણે લંગર કર્યું હોય તેમ અટકતાં. કોઈ કોઈ વખત તો તેને ઘણી તરસ લાગતી ત્યારે એક ઘૂંટડામાં એક મોટાંમાં મોટાં સરોવરમાં

પાણી હોયછે તેટલું બધું પી જતી. બીજે દિવસે પાણી ઉતર્યાં તે વખતે હાથમાં કાકડા લઈને હમે બધે ફરવા માડયું, તો ત્યાં જૂદી જૂદી પ્રજાનાં દશ હજાર કરતાં વધારે માણસો જોવામાં આવ્યાં. તેઓની સાથે વાતચીત કરતાં માલમ પડયું કે તેઓને ત્યાં વરસોનાં વરસો થયાં હતાં. કેટલાંક છોકરાં અહીંઆં એવાં હતાં કે તેણે દુનિયાનું અજવાળું બીલકુલ જોયુંજ નહોતું. સ્ત્રીઓ ત્યાંની ગરમીને લીધે વધારે છોકરાં જનમતી હતી. થોડે દિવસે બધા સાથે મસલત કરીને એક મોટી સભા મેળવવાનો મે વિચાર કર્યો. તે પ્રમાણે એકઠા મળ્યા પછી પ્રમુખ જેવો બોલવા ઉઠેછે કે પેલી માછલીએ પાણી પીવા માડયું એટલે હમે ત્યાંથી ગભરાતા પોતપોતાનાં વહાણપર ચઢી ગયા. એ વખતે પાણી એટલાં જોરમાં ચઢતું હતું કે કેટલાકોને તો પોતાનાં વહાણપર તરીને જવું પડયું, ને બીજા કેટલાકોને તરતાં નહીં આવડતું હતું તે તો બિચારા ડૂબી પણ મૂઆ હતા. થોડા કલાકમાં હમારે સારે નશીબે તેણે પીધેલું પાણી બધું કાઢી નાખ્યું એટલે પાછા હમે બધા એકઠા મળ્યા, અને સભાનું કામ શરૂ થતાં પ્રમુખની જગા મને આપવામાં આવી. એ વખતે હમારા છૂટકારાને માટે આમ તેમ કેટલાક વિચારો થયા પછી મે એવી ભલામણ કરી કે આપણાંમાંનાં મોટાંમાંમોટાં વહાણની બે મોટી ડોલોના થાંભલાને એક બીજા સાથે એકપર એક જોડી દેવા અને પછી માછલી જેવી પાણી પીવાને પોતાનું મોં પહોળું કરે કે તેનાં બે જડબાં વચ્ચે એ મોટા થાંભલાને ગોઠવી દેવો, એટલે તેનાથી પોતાનું મોં પાછું બંધ થશે નહીં. આ મારી સૂચના બધાને વાજબી લાગી, તેપરથી તેઓએ એક એવી મોટી ડોલનું લાકડું તૈયાર કરી દીધું. એટલામાં સારે નશીબે પેલી માછલીએ પો-

તાનું મોં પાછું ખોલ્યું કે તરતજ હમારાં માણસોએ પેલું મોટું લાકડું તેનાં બંને ડાચાંની વચમાં ગોઠવી દીધું, એટલે તેનાથી પાછું મોં બંધ થઈ શક્યું નહીં. આમ થવાથી અંદર પાણી ખૂબ ધસી આવ્યું, એટલે હમે એક પછી એક હમારાં વહાણને બહાર હંકારી લાવ્યા. આવી રીતે ત્રણ ત્રણ મહિના સુધી અંધારાંમાં રહ્યા પછી અજવાળું જોઇને હમે બેહદ ખુશી થયા. તે બધાં બહાર આવી રહ્યાં પછી ગણતરી કરી તો ૯૫ વહાણો એકઠાં થયાં હતાં.

આવી રીતે બહાર આવ્યા પછી પેલી માછલીનાં મોંમાં પેલો મોટો થાંભલો રહેવાજ દીધો, કે તેથી કરીને હમારી માફક બીજાં વહાણ અંદર જઇને ફસાઈ પડે નહીં. હવે હમે ક્યાં આવી પડ્યા હતા તેની શોધ કરવા માડી, પણ થોડી વાર તો કંઈ પત્તો લાગ્યો નહીં. આખરે ધારી ધારીને આસપાસ જોતાં મને માલમ પડ્યું કે હમે **કાસ્પિયન** સમુદ્રમાં આવી પહોંચ્યા હતા. આ સમુદ્ર બીજા કોઈ પણ સમુદ્ર સાથે જોડાયલો નહીં હતો છતાં હમે અહીંઆ કેવી રીતે આવી ચડ્યા તે કોઈ ધારી શક્યું નહીં. એટલામાં **મલાઇ**ના ટાપુપરનાં એક માણસને હમે હમારી સાથે લઈ આવ્યા હતા, તેણે એ બાબદનો ખુલાસો કર્યો કે જે રાક્ષસી માછલીનાં પેટમાં આટલો લાંબો વખત આપણે રહ્યા હતા તે પાતાળને રસ્તે ફરતી ફરતી અહીંઆં આવી પહોંચી હતી. ત્યાર પછી હમારાં વહાણને કિનારાપાસે હંકારી લઈ જઇને પહેલ વહેલો પગ જમીનપર મે મૂક્યો. એટલામાં એક મોટું રીંછ પોતાના પંજા પહોળા કરતું મારાપર તલપ મારી આવ્યું, તેવાજ તેના બે આગલા પંજા મે એક એક હાથમાં પકડીને એવા તો જોરમાં દાબી રાખ્યા કે થોડી વારમાં ચીસેચીસ પાડીને ભૂખને લીધે તે સ્વધામ પહોંચી ગયું.

ગ્રહસ્થો, આ વાતને કદાચ તમે હસી કાઢશો, પણ એમાં કંઈજ શક નથી, કારણ કે મે તેના પંજા તેને બીલકુલ ચાટવા દીધા નહોતા. અહીંઆંથી બીજી વાર હું **સેન્ટપીટર્સબર્ગ** જઈ પહોંચ્યો. ત્યાં એક મારા જૂના મિત્રે મને પેહેલા નંબરનો કૂતરો આપ્યો, કે જેનો હું આગળ કહી ગયા પ્રમાણે પેલી કૂતરીએ હરણ પાછળ દોડતાં દોડતાં જન્મ આપ્યો હતો. આનો કોઈ શિકારીએ ભૂલમાં શિકાર કરી નાખ્યો, તેથી મને ઘણું લાગ્યું. તેની યાદગીરીમાં તેની ચામડીનો આ કોટ મે કરાવીને પેહેર્યો છે, તે શિકારની મોસમમાં હું શિકારે જાઉંછું ત્યારે મને બરોબર જગાએ દોરવી જાયછે અને એક બંદુકની ગોળીને છેટે રહુંછું એટલે મને અટકાવેછે, અને પછી "આ કોટમાંનું એક બટન તૂટીને જે જગાએ શિકાર હોયછે ત્યાં જઈ પડેછે."

એવી રીતે એક પણ શિકાર મારા હાથમાંથી છટકી ગયો નથી. હવે મારી પાસે કોટમાં ત્રણ બોરીયાં રહ્યાં છે તે ખપી જશે એટલે શિકારની મોસમમાં પાછાં નવાં ટાંકીશ એટલે મને એજ ઉપયોગમાં આવશે.

---

# પ્રકરણ ૨૧ મું.

એક દિવસ મારો એક દૂરનો સગો જે **થેનેટ**ના ટાપુમાં રહેતો હતો તેને ત્યાં કંઈક ખાનગી કામસારૂ મારે જવાનું થયું. તે કામ તરત પૂરૂં થાય તેવું નહોતું તેથી મારે ત્યાં કેટલાક દિવસ રહેવું પડ્યું હતું. તે વખતે ત્યાંની હવા ઘણી સારી હોવાથી હું દરરોજ સવારે ફરવા જતો હતો. એવી રીતે દરરોજ સહેલ મારતો હતો તેવામાં એક દહાડો આસરે ત્રણેક માઇલપર મેં




ઇંગ્લંડથી દક્ષિણ અમેરિકા સુધીની ગરૂડપર હવાઈ મુસાફરી.

એક મોટા પહાડપર કંઈ નવાઈ જેવું જોયું, તેથી હું તેની પાસે ગયો તો ત્યાં એક મોટું અસલના વખતનું દેવલ જોવામાં આવ્યું. તેની પૂર્વ દિશાએ લગભગ ચાળીસ ફીટ કરતાં પણ વધારે ઉંચો એક મિનારો હતો, તે લીલ તથા વેલાઓથી ઢંકાઈ ગયલો હતો. તેનાપરથી આસપાસનાં મેદાન તથા શેહેરોની કુદરતી રચના જોવાનું મારૂં ઘણું મન થયું તેથી, હિમ્મત ધરીને પેલા વેલા જે એક બીજા સાથે ગુંચવાઈ જવાથી મજબૂત દોરડાં જેવા થઈ રહ્યા હતા તેને આધારે ધીમે ધીમે હું છેક ટોચપર ચઢી ગયો. ત્યાં ઉપર એક અગાસી હતી તેમાં બધે ઝીણું ઝીણું ઘાસ ઉગ્યું હતું. ત્યાં ફરતાં ફરતાં વચમાં એક મોટું બાકું જણાયું. તે શું હશે તે જોવાની મારી ઘણી ખાએશ થઈ, તેપરથી પહેલાં તો તે કેટલું ઉંડું હશે તે જોવાના વિચારથી તેનાં મોંપર બે પગ પહોળા કરીને ઉભા રહીને મેં અંદર એક પથરો ફેંક્યો. એમ કરીને વાંકાવળીને મારા કાન ધર્યા તો અંદર કંઈ ફડફડાટ સાંભળ્યો. એ શું હશે તેનો વિચાર કરૂંછું એટલામાં તો અંદરથી એક ગરૂડ એટલા જુસ્સામાં એકદમ નીકળી આવ્યું કે તેને લીધે હું તેની પીઠપરજ આવી ગયો એટલે મને લઈને તે છેક ઉંચે ઉડી ગયું. એ વખતે હું જરા ગભરાયો તો ખરો પણ તેની ગરદન જે મારી બાથમાં આવી રહે એવડી હતી તેને તરતજ વળગી પડચો. એ પક્ષીની પાંખ દશ વાર પહોળી હતી. તે એક સરખી રીતે ઉંચે ચઢચું જતું હતું તેથી મને કંઈ પણ આચકો લાગ્યો નહીં, અને આપણે તો નીચેની બધી રચના જોઈને ખુશી થઈ ગયા. થોડીકવાર તેણે **મારગેઈટ**ના ટાપુપર ઉડ્યા કર્યું તે વખતે નીચેથી તેનાપર કોઇએ બંદુકની ગોળી ફોડી તેથી તેને તો કંઈ ઈજા થઈ નહીં, પણ મારાં બૂટની એડીમાં અથડાઈને

પાછી પડી. ત્યાંથી તે ઉડતું ઉડતું **ડોવર**તરફ ચાલ્યું ને ત્યાં આગળ નીચે ઉતરવા જતું હતું એવામાં નીચે બંદુકના બહાર થતા સાંભળીને પાછું ઉંચે ચઢીને **કેલે** તરફ ઉડતું ચાલ્યું. એ વખતે હમે એટલાં બધાં ઉંચે હતાં કે નીચેની ખાડી હમને એક નાની નદીના ઝરા જેવી લાગતી હતી. પાએક કલાકમાં **ફ્રાન્સ**નાં ધાડાં જંગલમાં આવી પહોંચ્યાં, ને ત્યાં આગળ નીચે ઉતરીને પેલું ગરૂડ એક મોટાં ઝાડની ટોચપર જઈને બેઠું. અહીંઆં મેં જોયું કે એનાપરથી હું ઉતરી પડીશ તો નીચે ઉતરી જવાનો મારે કંઈ ઈલાજ નહોતો, તેથી **આલ્પ્સ** કે એવા કોઈ મોટા પર્વતની ટોચપર જઈને બેસશે ત્યાં જો હું ઉતરીશ તો કોઈ પણ રીતે સહીસલામત જમીનપર જઇ શકીશ. અહીંથી ઉડીને થોડીવાર આસપાસ ફરીને એવી મોટી બૂમા બૂમ કરી મૂકી કે તેનો અવાજ છેક **ઇંગ્લાંડ**માં સંભળાયો હશે એમ મને લાગેછે. તે સાંભળીને થોડીવારમાં એક બીજું ગરૂડ જંગલમાંથી હમારી તરફ ઉડી આવ્યું, તેણે મારી તરફ કરડી નજરે જોવા માડચું. થોડીવાર બંને આસપાસ ઉડ્યાં પછી નૈરૂત્ય ખૂણા તરફ ચાલ્યાં, તે વખતે મને લાગ્યું કે પેલાં બીજાંની બરોબર મારૂં ગરૂડ મારા ભારને લીધે ઉડી શકતું નહોતું, તે જોઈને પેલાં ગરૂડે પાસે આવીને મારાં ગરૂડની ચાંચ પોતાના પાછલા ભાગમાં ભેરવી. આ પ્રમાણે તેઓ બંને જોડા જોડ બપોર સુધી ઉડતાં ઉડતાં ચાલ્યાં, તે વખતે **જીબ્રોલ્ટર**ની ખડક મે બરોબર જોઈ. આકાશ સાફ હોવાને લીધે નીચેની ધરતી મારાથી બરોબર જણાતી હતી, અને તે એક નકશાની માફક લાગતી હતી. ત્યાંની જમીન, સમુદ્ર, સરોવર, નદી, નાળાં, પહાડ, પર્વત વિગેરે બરોબર જણાતાં હતાં.

આ પ્રમાણે નીચેની બધી ઈશ્વરી રચના હું જોયા કરતો હતો તેવામાં મને માલમપડયું કે તે બંને ગરૂડો **ટેનેરીફ**ની ટોચપર ઉતરતાં હતાં. ત્યાંની એક ઉંચામાં ઉંચી ટોચપર જઈને તેઓ બેઠાં, તે વખતે પણ મેં નીચે ઉતરી પડવાનો વિચાર કીધો, પણ ત્યાંથી કયાં જવું તે કંઈ સૂઝયું નહીં તેથી હું તેનાપરજ બેસી રહ્યો. પેલાં ગરૂડો જાણે થાકી ગયલાં હોય તેમ આરામ લેવાને બેઠાં. તે વખતે તાપ ઘણો સખત પડવાથી તેઓ બંને ઉંઘવા પડ્યાં, એટલે આપણે પણ તેની સાથે જરા લહેરમાં આવી ગયા. સૂર્ય આથમવા માડ્યો તે વખતે પેલાં ગરૂડે પોતાની પાંખ ફફડાવા માડી એટલે હું જાગી ઉઠીને બરોબર ટટાર થઇને બેઠો કે તેઓ **ઉત્તર અમેરિકા** તરફ ઉડતાં ચાલ્યાં. રાત્રે ચંદ્રમાનું અજવાળું ખુલ્લું પડતું હતું તેથી નીચેનો બધો દેખાવ જોવાની ઘણી મઝા પડતી હતી.

સહવારનું પહોર થતાં હમે **અમેરિકાની ટેરા ફર્માં** નામની જગ્યા આગળ આવી પહોંચ્યાં ને ત્યાં આગળની એક ઉંચા પર્વતની શિખરપર જઇને બેઠાં. આ વખતે વાદળાંને લીધે ત્યાં ઘણું અજવાળું પડતું નહોતું, છતાં આસપાસ જે બધા ફૂલ ફળાદિના છોડવા તથા વેલાઓ આવી રહ્યા હતા તે હું જોઇ શકતો હતો. તેનાપરથી પેલાં બંને ગરૂડ કોબીજ જેવાં કંઈ ફળ ખાતાં હતાં, તેમાંનું હું પણ ચપ્પુવતી એક કાપીને ચાખુછું તો તેનો સવાદ જાણે એક **સ્પન્જ** કેકના જેવોજ મને લાગ્યો. તેપરથી મેં તે આખાં ફળના કકડા કરીને મારાં ગજવાંમાં ભર્યા. એવામાં બીજી બાજુએ ફરીને જોતાં બીજાં બે એવાંજ મોટાં ફળ માલમ પડ્યાં તે પણ કાપી લઈને મારાં મોજાંનાં ગારટરેવતી બાંધીને પેલાં ગરૂડને ગળે લટકાવ્યાં. એટલામાં એક મોટાં તૂમડાં-

પર મારી નજર પડી. તે શું છે તે જોવાની ખાતર મેં તેમાં ચપ્પુ ખોસ્યો તો અંદરથી સ્વચ્છ દ્રાક્ષના દારૂ જેવી ધાર નીચે પડવા લાગી, તે પેલાં ગરૂડો નીચે મોં ધરીને ગટ ગટ પી ગયાં. તેપરથી તે કાપી લઇને મેં પણ તેમાંથી બાકી રહેલો પી લીધો, એટલે આપણે ખૂબ તાજા થઈ ગયા. પેલાં ગરૂડોને ઘેન ચઢી જવાથી તેઓએ આમ તેમ અથડાવા માડયું, તે છતાં હું તેનાપર બેસી રહ્યો, તેથી મને એકદમ પાસેની ઝાડીમાં ફેંકી દીધો. ત્યાંથી જેવો ઉડવા જતો હતો કે મારો હાથ એક ડુક્કરનાપર પડયો, તે તેણે એવો તો સાબીત પકડયો કે કેમે કર્યો છોડે નહીં. આવી રીતે છૂટા થવાને હું મથન કરતો હતો એવામાં પાસેની ઝાડીમાં મે કંઈ ખડખડાટ સાંભળ્યો, તેપરથી ફરીને જોઉંછું તો ત્રણ વારને છેટે એક મોટું જાનવર હતું. તે મારાપર એકદમ ધસી આવ્યું, તે વખતે બીજો કંઇજ ઇલાજ નહીં રેહેવાથી પેલાં ડુક્કર સહિત મારા બંને હાથ લાંબા કર્યા, એટલે જે હાથે ડુક્કર વળગેલું હતું તેને લઈને તે ત્યાંથી સટકી ગયું. આવી રીતે મારો છૂટકારો થયા પછી બેલાં બે ગરૂડોની શું હાલત હતી તે જોવાને તેમની પાસે ગયો, તો તેઓ પેલા દારૂના ઘેનમાં ઉંઘતાંજ હતાં. આથી હું તો વધારે ખુશી થયો ને મેં આસપાસ ફરવા માડયું ને બીજાં બે મોટાં તૂમડાં નજરે પડ્યાં તે તોડી લઇને બીજનં ગરૂડની ગ-રદને બાંધ્યાં. આવી રીતે બધો ખોરાક એકઠો કરીને પેલાં ગ-રૂડને જાગૃત થતાં જોયાં કે હું પાછો તેનાપર-સ્વારી કરીને બેઠો, એટલે તરતજ તેઓ ટટાર થઇને ઉંચે ઉડ્યાં અને **મેકિસકોનાં** અખાત તરફ ચાલ્યાં. ત્યાંથી **ઉત્તર અમેરિકા**માં થઇને **ઉત્તર ધ્રૂવ** તરફ ઉડતાં ચાલ્યાં, તેપરથી આ બધી દુનિયાં જોવાની મને તો ખાસી મઝાની તક મળી આવી.

**ઉત્તર ધ્રૂવની** બરફ્વાળી ધરતીમાં પેસતાં વારને ત્યાંની થંડીની મારાપર અસર થવા માંડી, તેપરથી જરા ગરમ થવાને પેલાં સાથે રાખેલાં તૂમડાંમાંથી થોડોક દારૂ પીધો, પણ થોડીવાર પછી તેનો પણ કંઈ હિસાબ જણાયો નહીં. **હડસન**નાં અખાતપર થઇને હમે જતાં હતાં તે વખતે નીચે વહાણોની લંગાર જણાતી હતી, તથા ત્યાંના **ઇંડિઅનો** બકરાંનાં રૂવાં લઈને બજારમાં વેચવા જતા હતા.

આટલા વખતમાં ગરૂડપર સ્વારી કરવામાં હું ઘણો હોશિઆર બની ગયો હતો તેથી મરજીમાં આવે તે પ્રમાણે બેસીને આસપાસ ફરીને જોઈ શકતો હતો. ઘણું ખરૂં તો ગરૂડની ગરદને વળગીનેજ બેસતો અને મારા હાથ તેનાં રૂવાંમાં ખોસી દેતો એટલે તે ગરમને ગરમ રહેતા હતા.

આ થંડી હવામાં ગરૂડનાં શરીરમાં ગરમાટો રહે તેટલા માટે તેઓ સપાટાબંધ ઉડ્યાં જતાં હતાં. રસ્તામાં **બેફીન**નાં અખાત ઉપર થઈને જતાં પૂર્વ તરફ નીચે **ગ્રીનલેન્ડ**નાં લાંબાં માણસો તથા બરફ્ના મોટા પહાડો જોવાંમાં આવતા હતા.

આવી રીતે સેહેલ મારતો હું ચાલ્યો જતો હતો તે વખતે મને લાગ્યું કે વાવ્ય તરફ્નો રસ્તો જો ખરેખરો હોયજ તો તે શોધી કાઢવાની આ ઘણી સારી તક હતી. એમાં જો ફતેહ મળે તો સરકાર તરફ્થી એક સારૂં ઇનામ મળે એટલુંજ નહીં પણ મારે હાથે એક નવીજ શોધ થાય, અને તેની સાથે **યુરોપની** સઘળી પ્રજાને ઘણો ફાયદો થાય. આવા તુરંગો મારા મનમાં હું ઉઠાવ્યા કરતો હતો તેવામાં પેલાં આગલાં ગરૂડનું માથું એક બરફ્ના મોટા ઢગલાની સામા એવું તો અથડાયું કે તેનો

આચકો મારાં ગરૂડને પણ લાગ્યો ને બંનેજણાં મૂએલાં જેવાં થઇને નીચે પડ્યાં.

આ વખતે મારામાં સમય સૂચકતા જો નહીં રહી હોતે અને મને એક તદબીર જો નહીં સૂઝી આવતે, તો ખચીત હમે બધાં એકી વખતે મરી ગયાં હોત. પણ સારે નશીબે જેવું મેં આગલાં ગરૂડને ઘંડીથી ઠરી ગયલાં વાદળાંની સામા અથડાતું જોયું કે તરતજ હું તેનાપર લાંબો થઇને ઉંધો પડ્યો અને બે હાથે તેની પાંખ પહોળી કરી રહ્યો, અને મારા બે પગ પાછળથી લંબાવીને પાછલાં ગરૂડની પાંખ પણ તેણે વતી પહોળી કરી રહ્યો, તેથી કરીને લગભગ બે માઇલ નીચે જાણે એક દોરડાંવતી સરી પડ્યાં હોઇએ એમ હમને લાગ્યું, અને આખરે દરિયાની સપાટીથી ત્રણેક માઇલ ઉંચા પહાડની ટોચપર સહીસલામત જઇને પડ્યાં.

અહીંઆં આગળ એકદમ નીચે ઉતરી પડીને બંને ગરૂડના પરનો બોજો ઉતારી લઇને પેલાં તૂમડાંમાંથી બંનેને થોડો થોડો દારૂ પાયો. એ વખતે આસપાસ દરિયાનાં મોજાંનો ઘૂઘવાટો, બરફના કડાકા, અને રીંછ વિગેરે બીજાં જંગલી જાનવરોના બૂમાટાનો ભારે સાદ ઉઠી રહ્યો હતો તેને લીધે તે જગ્યા ઘણી ભયંકર લાગતી હતી. પણ પેલાં ગરૂડને શુદ્ધિમાં લાવવાની એટલી બધી ફીકરમાં હું પડી ગયો હતો કે તેથી બીજી તરફ મારૂં ધ્યાન ખેંચાયુંજ નહીં. મારી બનતી કોશિસથી તેમને દવા દારૂ કર્યા પછી હું ચિંતાતુર મનથી તેમને જોતો ઉભો, કારણ કે હું જાણતો હતો કે તેનેજ લીધે આ ભયંકર જગ્યામાંથી મારો છૂટકારો થશે. પણ એટલામાં તો ભારે ગર્જના કરતું એક મોટું રીંછ મારી પાછળ આવતું મેં સાંભળ્યું. હું ફરીને જોઉંછું તો તે મારાપર ધસી આવતું જણાયું, એટલે ગભરાઈને મારા હાથમાં

જે પેલું દારૂનું તૂમડું હતું તે એવાં તો જોરમાં મે દાબ્યું કે તેની ધાર પેલાં રીંછની આંખમાં જવાથી તે બિચારૂં આંધળું થઇ ને મારી આગળથી લાગલું નાહશી ગયું ને ડુંગરપરથી ગબડતું ગબડતું નીચે દરિયામાં જઈને પડયું.

ત્યાર પછી પેલાં ગરૂડની તપાસ લેતાં માલમ પડયું કે તેની તબીએત સુધરતી જતી હતી, તેપરથી મને હિમ્મત આવી ને મારી પાસે જે ખાવાનું સંઘરી રાખેલું હતું તેમાંથી તેને પેટ ભરીને ખવડાવ્યું એટલે તેઓ પાછાં ટટાર થયાં.

આ પ્રમાણે તેમને બરોબર હોશિઆર કરીને તેમનાપર પાછું બધું બાંધી દીધું અને મેં નિરાંતે તેનાપર બેસીને ખાવા માંડયું. ખાઈ રહ્યા પછી થોડોક દારૂ પીધો ને જે ધુન આવી ગઈ તે નાનપણમાં શીખેલી કવિતાઓ બરાડા પાડીને મે ગાવા માંડી, તેપરથી પેલાં ગરૂડો જે દારૂની ગેહેનમાં ઉંઘી ગયાં હતાં તે ઝબકીને ઉઠયાં અને ઓચિંતાં ઉડી ગયાં. સારે નશીએ તેમને ખવરાવતી વખતે તેમનું મોં નૈરૂત્ય ખૂણાતરફ ફેરવ્યું હતું તેજ તરફ તેઓ સપાટા બંધ ઊડતાં ચાલ્યાં. થોડા વખતમાં પશ્ચિમતરફના ટાપુઓ મારી નજરે પડ્યા, અને પછી થોડી વારમાં મારૂં જૂનું ઇંગ્લંડ પાછું જોઇને મને અણુહદ ખુશી ઉપજી.

અહીંઆં આવી પહોંચ્યાં એટલે પેલાં ગરૂડો જાણે **વેલ્સ**ના પહાડો ઉપર ઉતરવાનાં હોય તેમ ધીમે ધીમે નીચે ઉતર્યાં. એવામાં નીચેથી કોઇએ બે બંદુકના બહાર કીધા, તેમાંની એક ગોળી મારાં દારૂનાં તૂમડાંમાં લાગવાથી તે ફૂટી ગયું અને બીજી ગોળી આગલાં ગરૂડની છાતીમાં લાગવાથી તે તરફડીને નીચે પડયું, પણ મારાંને કંઈ ઈજા થયલી નહીં તેણે તો ત્યાંથી જીવ લઇને ઉડવા માંડયું. આથી હું ઘણો ગભરાયો ને મને લાગ્યું કે

હવે આપણે જીવવાના નહીં, પણ જરા હિમ્મત ધરીને નીચે જોઉંછું તો મોટી ખુશી અને અચંબા સાથે મને થોડેકે છેટે **મારગેઇટ** માલમ પડયું. થોડી વારમાં તો પેલું ગરૂડ જે જૂના મિનારાપરથી ગઈ પરમ દહાડે ઉડયું હતું તેનીજ ટોચપર પાછું જઇને બેઠું. અહીંઆં આવી પહોંચ્યો કે તરતજ તેનાપરથી હું એકદમ નીચે ઉતરી પડ્યો, અને આટલી બધી લાંબી મુસાફરી કરીને સહીસલામત પાછો આવ્યો તેની ખુશીમાં ગરક થઈ ગયલો જરા નિરાંતે બેઠો, એટલે પછી થોડી વારમાં પેલું ગરૂડ ત્યાંથી પાછું ઉડી ગયું.

અહીંઆંથી નીચે ઉતરીને મારા દોસ્તાર તથા સગાંવહાલાંને મળવા ગયો તે વખતે મારાં આ સાહસ કામની સઘળી વિગત તેમને કહી તે સાંભળી તેઓ બધાં અજાએબ થઈ ગયાં, પણ મારી **હિમ્મત** અને **સાચવટ**ની તેમને પૂરેપૂરી ખાતરી થઇ ગઇ હતી તેથી તેઓએ ખંચાયાવગર મને ઘણી શાબાશી આપી.

---

## પ્રકરણ ૨૨ મું.

**બેરન મંચોઝન** પોતાના મિત્રો સાથે એક દિવસ ખાણું ખાવા બેઠો હતો તે વખતે તેણે તેમને કહ્યું કે. આગળ જે જે બધાં મારાં સાહસ કામો વિષે હું કહી ગયોછું તે તમારે ઇશ્વરી પ્રમાણ સમજવું. તે નાકબુલ કરવાની કોઈ જો હિંમત ધરતો હોય તો તેની સાથે ગમે તે હથિયારથી લડવાને હું તૈયારછું. આમ કહેતાં તપી જઈને તેણે ઉભા થઈને કહ્યું કે જો કોઇ એમાં જરાપણ વાંધો ગણુશે તો તેને આ દારૂની બાટલી એકદમ ગ્લાસ સાથે ગળી જવાની ફરજ પાડીશ. તેટલા માટે હે, મારા પ્યારા મિત્રો,

મારા કહેવાપર ભરોસો રાખવામાંજ ફાયદો છે. દરેક મુસાફર પોતાનો હેવાલ કહેવામાં જો મરી મસાલો ભભરાવે તો તેમ કરવાની તેને છૂટ છે, માટે તેનો જે કોઈ તિરસ્કાર કરે તેને બેઅદબ સમજવો.

નવી દુનિયાની મુસાફરી કરી આવ્યા પછી **ઈંગ્લંડ**માં થોડા દિવસ નિરાંતે બેઠા પછી **આફ્રિકા**ના મધ્ય ભાગની શોધ કેવી સારી રીતે થઇ શકે તેનો વિચાર કરવામાં મારૂં મન ગુંથાયું. એનેલીધે મને ઉંઘ પણ આવે નહીં. આખરે **નાઇલ** નદીનાં પ્રખ્યાત મૂળ આગળ થઇને મારે **મધ્ય આફ્રિકા**માં જઈને તેના હાકેમ થવું ને તે બાબદમાં સરકારની મદદ મેળવવી એવો મેં નિશ્ચય કીધો. મારે સારે નશીબે **હિલેરો ફ્રોસ્ટીસ્કોસ** નામનો મારો એક ઘણો ધાડો મિત્ર રાજાની કચેરીમાં હતો તેનું ત્યાં ઘણું ચલણ હતું. તેને તમે કદાચ ઓળખતા નહીં હશો પણ મારે કહેવું જોઈએ કે એના જેવો ખરો મિત્ર મેં કોઇ દિવસ જોયો નથી. એની સાથે ખાનગી વાતચીત કરવાને મને જે બધી આખી દુનિયાની ૯૯૯ ભાષાઓ આવડતી હતી તેમાંની એક મેં શીખવી હતી! મારા સાહેબો, તમે મારા સામા શું જૂઓછો? આ આપણી પાપી દુનિયામાં એટલી બધી ભાષા બોલાતી નથી, પણ **ચંદ્રમા**ની દુનિયામાં હું ગયો હતો ત્યાંથી જે બધી ભાષા શીખી આવ્યોછું, તે વિષે કેળવણીના વિશયપર થોડાવખતમાં હું એક ચોપડી લખનાર છું તેમાં મારૂં લખાણ વાંચશો ત્યારે તમારી ખાતરી થશે. તેમાં એક એવી સરળ રીત બતાવવા ધારૂંછું કે જેથી કોઇ પણ માણસ એકી વખતે બાર ભાષા શીખી શકે.

આવી રીતે **આફ્રિકા**ની શોધ પાછળ મારૂં મન દોડવાથી

મને આખી રાત ઉંઘ આવી નહીં. બીજે દિવસે મારા નામિચા મિત્ર **હિલેરોને** ત્યાં હું ગયો ને તેને મારા બધા વિચારો જ-ણાવ્યા, તેપરથી તેણે બરોબર તુલના કરીને સાહસીક કામ કર-નારાઓપર કેવી કેવી આફતો આવી પડેછે તે બધી મને ગણા-વીને કહ્યું, કે હે બહાદુર **બેરન** સહેબ, મારે કહેવાની તો જરૂર નથી પણ સેહેજ કહુંછું કે જ્યાં જ્યાં તમે જાઓ, ત્યાં ત્યાં ખુબ વિચાર કરીને પગલું ભરજો. આ સલાહ જે હું તમને આપુંછું તે તમારાં ભલાંનેજ માટે છે, અને તમે તમારાં સાહસ કામમાં ફતેહ પામો એવું મારાં અંતઃકરણથી ઇચ્છુંછું; કારણ કે એમ સાંભળવામાં આવ્યું છે કે **આફ્રિકાના** મધ્યભાગના લોકોની અ-કલ ત્રણ ડગલાં આગળને આગળ ચાલેછે, તેપરથી તમે જે પ-ગલું ભરો તે ધીમે રહીને વિચાર કરીને ભરજો, કેમકે ઉતાવળે કંઈ આંબા પાકતા નથી. આમ કહીને તેણે જણાવ્યું કે આ-પણે આ બાબદમાં **લેડીમાઇલ્ડની** સલાહ લઇએ. જતી વખતે પોતાનાં ગજવાંમાંથી એક સુંદર ટોપી કાઢીને મને પેહેરાવીને કહ્યું કે તમારામાં આપણા વડવાઓનો આવો સાહસીક જોસ્સો જોઈને હું ઘણો ખુશી થયોછું, માટે આજની યાદગીરીમાં આ મારી નમ્રભેટ સ્વિકારશો.

**લેડી માઇલ્ડ** જે આખાં **ગ્રેટબ્રિટનમાં** ઘણી ખુબસુરત સ્ત્રી ગણાતી હતી, તે મને ઘણું ચાહતી હતી. તેની પાસે હું અને **હિલેરો** ગયા ત્યારે બેઠી બેઠી એક સફેદ સાટીનના કુ-કડાપર મારી છબી ચીતરતી હતી. તે વખતે મારા મિત્રે મારી ટોપીતરફ આંગળી કરીને **લેડી માઇલ્ડને** કહ્યું કે જૂઓ આ મારી ભેટ. એ કેવી એને શોભે છે! તેના જવાબમાં તે લેડીએ કહ્યું, **હિલેરો,** એ ઘણીજ સારી ને ઉમદા ભેટ છે." પછી મારી

તરફ જોઇને કહ્યું, "પ્યારા **બેરન**, આ એક પીછું મારી યાદગીરીમાટે તમારી ટોપીમાં ખોસુંછું તે મને ખોસવા દેશો એવી આશા રાખુંછું. એ તમને ઘણુંજ શોભેછે, અને એ ભેટ એક તમારા ખાસ મિત્ર તરીકે હું તમને આપુંછું. પછી એ સ્વિકારવી કે નહીં તે તમારી મુનસફીપર સોંપુંછું. પણ એ તમને એટલું તો શોભેછે કે મારી ખાતરી છે કે તમે વિસ્કારશોજ. એ પહેરીને તમે તમારા ગમે એવા દુશ્મનની સામા જશો તોપણ ફતેહ પામ્યા વિના રહેશોજ નહીં!"

આટલું કહીને તે જેવી મારી ટોપીમાં ખોસવા જતી હતી તેવુંજ તે પીછું મેં તેના હાથમાંથી લઈ લીધું, અને ઘુંટણીએ પડીને ત્રણ વખત તે પીછાંને ચુંબન કરી મેં તેને કહ્યું કે "બાઇ સાહેબ, તમારી ચળકતી આંખ અને દૂધના જેવા ઉજળા તથા રૂના ગાભાજેવા કોમળ હાથના સોગન ખાઇને કહુંછું કે આ **બેરન મંચોઝન**માં એક પણ લોહીનો છાંટો રહેશે ત્યાં સુધી દુનિયામાંનો ગમે તેવો જંગલી દુશ્મન મારાપર ચઢી આવશે તોપણ આ તમારી મેહેરબાનીની ભરેલી ભેટ મારી પાસેથી જવા દઇશ નહીં. હું હમણા થોડાવખતમાં **આફ્રિકા**માં જવા ધારૂંછું ત્યાં પણ એને મારી પાસે ને પાસેજ રાખીશ."

તેણે મને જવાબ દીધો કે "આવી તમારી હિમ્મતને માટે હું તમને ઘણી શાબાશી આપુંછું અને મોટા દબદબામાં તમને અહીંઆંથી જલદી રવાના કરાવવાને મારાથી બનતી સઘળી કોશીસ કરીશ. પણ જૂઓ પેલાં **લેડી કેરોલીના, લેડી એમીલીયા, લોર્ડ સ્પિગટ, લેડી ફાયર, કાઉન્ટેસ ઓવ હલ** વિગેરે આવેછે."

આ બધાંની સાથે થોડીકવાર આમતેમ વાતચીત કર્યા પછી

મારી મુસાફરીની બાબદમાં તે બધાંની સલાહ પૂછી તો તેઓએ એક મતે મારી યોજનાને ઘણી વખાણીને મને કહ્યું કે રાજાની રજા મેળવીને મારે અહીંઆંથી જેમ બને તેમ જલદી ઉપડી જવું. **લોર્ડસ્પિગટે** મને ખાતરીથી કહ્યું કે " દુનિયામાં હજુ સુધી નહીં શોધી કઢાયલી અને ઘણી તાજુબી ભરેલી ખબરો આપણે મેળવી શકીએ એવી કોઇ પણ જગા રહી હોય તો તે **આફ્રિકા**નો વિશાળ મૂલક છે. એ આપણા ગોળાર્ધનો જૂનામાં જૂનો દેશ છે અને હજુ આપણે તેના ઘણા મોટા ભાગથી અ-જાણ્યા છીએ. જ્યારે ત્યાંની નદીઓને કિનારે સૂનાની રેતી જોવામાં આવેછે તો તેની ધરતીમાં કેટલું સૂનું તથા ઝવેર ભ-રાઇ રહેલું હશે! તેથી તમને તમારી અક્કલ અને હિમ્મતને માટે આખાં **યુરોપ**ની ઘણી શાબાશી અને રાજા તરફથી જોઇએ તેટલી મદદ મળવી ઘટેછે."

આવાં બેહદ વખાણથી ખરેખર હું ઘણો ખુશી થઇ ગયો અને તેજ વખતે રાજાની હજુર મને તેડી જવાનું કહ્યું તેની મેં ખુ-શીથી હા કહી. રાજાની સાથે મારૂં ઘટતું ઓળખાણ કરાવીને મારી ધારેલી નેમની તેમને ખબર કરી, તેપરથી તે એટલા બધા તો ખુશી થઈ ગયા કે દરેક બાબદની મદદનો મને બંદોબસ્ત કરી આપવાનો વજીરને હૂકમ કર્યો.

## પ્રકરણ ૨૩ મું.

સઘળી તૈયારી થઇ અને સફરપર ચઢી જવાની મને રજા મળી એટલે મારા નામિચા મિત્ર **હિલેરો, લેડી માઇલ્ડ** તથા હજારો અમીર ઉમરાવો રાજાના મેહેલમાં જે વ્હેલ જાતની મોટી માછલીનાં હાડપીંજર હતાં તેની આગળ મને લઈ ગયા, અને

મારામાં હિમ્મત, દૃઢતા તથા સહનશીલતા કેટલી છે તેની અજમાયસ કાઢવાને તેનાપર મને ત્રણ દહાડાને રાત બેસાડી મૂક્યો, અને ત્યાર પછી ચોથે દિવસે એક મોટા પાદશાહી રથઆગળ લઈ ગયા. એ રથ એટલો મોટો હતો કે મને તથા મારા રસાલાને વરસોનાં વરસો ચાલે એટલી બધી જરૂરીઆત ચીજો તેમાં ભરી શકાઈ હતી. તેનો આકાર એક મોટા ગોળ દડાના જેવો હતો. તેમાં સાધારણ ઘોડાગાડીનાં બારણાં જેવડું એક મોટું બાકું હતું, જેમાંથી અંદર જઈને મધ્યમાં એક અદ્ધર લટકતી ખુરસી હતી તેપર હું ચઢી બેઠો. તેની અંદરની રચનાની તો શું વાત કહું! ત્યાં જાણે આપણાં આકાશની માફક સઘળા તારા, ગ્રહો, ધૂમકેતુ વિગેરે ચળકતા જોવામાં આવતા હતા. તારાનું કદ એક અડધા રૂપીઆ કરતાં મોટું હતું અને ધૂમકેતુ તો જાણે આખી દુનિયાની કુમારીકાઓની આંખો કાઢી લાવીને મોરનાં પીછાંની માફક તેની પૂછડીમાં જડી લીધી હોય તેવો રળીઆમણો દેખાતો હતો. તે રાત દહાડો ઉપર નીચે ઝક ઝક થતો ફર્યા કરતો હતો, અને પોતાની ગતીમાં જતાં રસ્તામાં જે નાના નાના તારાઓ આવતા તેને ત્યાંથી ફેંકી દેતો હતો. કેટલાકને તે બાળીને ભસ્મ કરી નાખતો, અને કેટલાકના ચૂરેચૂરા કરી દેતો હતો, તેની રજકણોની નીચે પડતાં પારાના જેવી ગોળીઓ બંધાઈ જતી હતી. ટુંકાણમાં એટલુંજ કે અહીંઆં આપણી સૃષ્ટિની સઘળી રચના જોવામાં આવતી હતી.

મારા રથમાં આ બધો ઠાઠમાઠ જોઈને હું તો ખુશીબાખુશી થઈ ગયો અને મને એમજ લાગ્યું કે હું જાણે એક નાનાં સરખાં સ્વર્ગમાંજ આવી પહોંચ્યો હતો! પેલી મારી લટકતી ખુરસીપર બેઠા પછી મેં મારા રથને જોડેલાં જાનવરની લગામ હાથમાં લીધી. અરે, પણ મારાં સાહસ કામનું વર્ણન કરૂં તે પહેલાં

મારા રસાલાનો તમને સહેજસાજ ખ્યાલ આપવાનો તો હું ભૂલી ગયો, માટે કહુંછું કે મારા રથને ત્રણ ત્રણ ગોધાની એકની આગળ એક એમ નવ હાર જોડેલી હતી. સૌની આગળ એક મોટો **જોન બુલ** નામનો આખલો જોડેલો હતો. પેલા ગોધાનું નામ **જેક** હતું. તેમને ભાર ગાડી ખેંચનાર બળદ અથવા ઘોડાની માફક નાળ જડાવી નહોતી પણ તેને બદલે તેના પગમાં માણસની ખોપરી એવી રીતે બેસાડી દીધી હતી કે જાણે એમજ જણાય કે તેમને તે જન્મથીજ હશે. આને લીધે આ પ્રાણીઓ દરિયાનાં અગાધ પાણી પર સપાટાબંધ ચાલ્યાં જતાં હતાં. તેમનાં સાજવિષે પૂછોતો તેમાં સૂનાની તો બકલો હતી, તેને હીરા માણેકથી મઢી લીધેલી હતી. તેની ગરદનપર વાંદરાના જેવી મોટી કંસારીઓ સવાર થઇને બેઠી હતી.

તે રથનાં પૈડાંમાં દશ હજાર કરતાં વધારે તો સ્પ્રિન્ગો (કમાન) હતી. તેની ઉપર રંગ બેરંગી વાવટાઓ ચઢાવી દીધા હતા, અને આગળ કહી ગયા પ્રમાણે મારા ઘોડાપર ઉગેલી જે ઝાડની ડાળીઓથી મને છાંયડો મળ્યો હતો તે પણ તેના પર ખોસવામાં આવી હતી. આ પ્રમાણે મારાં વાહનની રચના હતી. હવે મે **આફ્રિકા**ની મુસાફરીમાં શું શું સાહસ કામો કર્યાં તે કહું છું તે સાંભળો.

---

# પ્રકરણ ૨૪ મું.

મારા હાથમાં લગામ પકડીને હું મારાં જાનવરોને ચાબકથી અણુસારો કરતો હતો તે વખતે મને સઘળાઓએ હુરરે હુરરેના પોકારથી વધાવી લીધો. ત્યાર પછી ત્યાંથી હમે ઉપડ્યા તે **વાઇટ**ના ટાપુ આગળ ત્રણ કલાકમાં આવી પહોંચ્યા. અહીંઆંથી

**બોલટીક** સમુદ્રને માટે તૈયાર કરેલી મનવારોના કાફલાને મારી-સાથે **ભૂમધ્ય** સમુદ્રમાં લઈ જવાનો હતો, તેને માટે ત્યાં ચાર દિવસ મારે ખોટી થવું પડયું હતું. ત્યાંથી પેલી મનવારોના આંકડા મારા રથની અંદર ભેરવી લઇને હું ઉપડયો તે છ ઘડીમાં તો મારા સઘળા રસાલા સહીત સહી સલામત **જીબ્રો-લ્ટરની** ખડક આગળ જઈ પહોંચ્યો. ત્યાં આગળ પેલી મન-વારના કાફલાને મૂકી દઈને સઘળા અમલદારોની નમ્રતા ભરેલી સલામ લીધા પછી મેં તેમને જવાની રજા આપી. આખી પલટણ મારા રથની બધી નવાઈ જોઇને ઘણી અજાએબ થઇ ગઈ. તે ખડકપરના અમલદારો તથા હાકેમના ઘણા આગ્રહને લીધે હું કિનારે ગયો, અને તે ઉજ્જડ જૂની ખડક જે મેળવવાને માટે જેટલો દારૂ ગોળો ખપાવ્યો છે, તેટલો જો કોઇ દુનિયાના બીજા ભાગપર ખપાવ્યો હોત તો તેથી એના કરતાં બમણી ફળદ્રુપ જમીન હાથ આવતે, તેની મેં મૂલાકાત લીધી. ત્યાંથી ઉપડ્યા તે **ભૂમધ્ય** સમુદ્રમાં થઈને **કેન્ડીઆના** ટાપુ તરફ ચાલ્યા.

અહીંઆ આવીને નાસ્તો પાણી કર્યા પછી હમે થોડીકવાર આરામ લઈને નીકળ્યા, તે **મિસર** દેશમાં જઈ પહોંચ્યા. આ દેશની જ-મીન, તેમાં મુખ્યત્વે કરીને દરિયા કિનારા પરની જમીન, એટલી બધી તો નીચાણમાં આવેલી છે કે ત્યાં પાણી ફરી વળવાથી તે-નાપર થઇને જતાં મારા રથનાં પૈડાં **પોમ્પીના** સ્તંભમાં ભેર-વાયાં અને તેનું સાંચા કામ બધું બગડી ગયું ત્યાં સુધી મને મા-લમજ નહીં પડયું કે હું જમીનપર આવ્યો છું. એમ છતાં પણ હું આગળ વધ્યો ગયો ને રસ્તામાં બીજા સ્તંભોમાં પૈંડા ભેરવા-ઇને ઘણાં બગડી ગયાં, તોપણ મારા ગોધા ગમે તેમ કરીને તે ખાડા ખાબોચીયાં વાળી જગામાંથી **સ્વેઝની** સંયોગી ભૂમીપર થ-

ઇને **રાતા** સમુદ્રમાં ચાલ્યા ગયા અને એવી રીતે **રાતા** સમુદ્રથી **ભુમધ્ય** સમુદ્રમાં જતાં રસ્તામાં જે પાણીની નહેર હમે કરતા ગયા તે આજે આપણે જોઇએ છીએ તે **સ્વેઝની** નેહેર છે.

એ વખતે **મિસર** દેશમાં અસલના વખતના જેવા હોશિઆર કારીગરો નહીં હોવાથી મારા રથની ભાંગી ગયલી કમાનો હું ત્યાં સમરાવી શકયો નહીં. જમીનને રસ્તે **નાઇલ** નદીના કિનારાપર આવેળા આરસ પહાણના પહાડો ઓળંગીને જવાનો મારો વિચાર નહોતો, તેથી મેં દરિયાને રસ્તે **ગુડહોપ**ની ભૂશિર આગળ થઈને જવાનો નિશ્ચય કીધો, કેમકે ત્યાં આગળ મે ધાર્યું કે **ડચ** લોકોના સુથાર, લુહાર વિગેરે કારીગરો મને મળી આવશે તેની પાસે મારા રથનાં પૈડાં વિગેરે સમાં કરાવીને જમીનપર થઈને **આફ્રિકા**ના મધ્ય ભાગમાં જઇશ. પાણીની સપાટીપર હંકારવામાં પૈડાંની ઘણી જરૂર પડતી નથી તેથી કરીને એવીજ હાલતમાં **રાતા સમુદ્ર** પરથી થોડીક વારમાં **બાબલમેન્ડપ**ની સામુદ્રધુનીમાં થઇને **આફ્રિકા**નો પશ્ચિમ કિનારો કે જ્યાં **મહાન સિકંદર**થી પણ જઇ શકાયું નહોતું ત્યાં હું જઇ પહોંચ્યો.

હે મિત્રો, હું ખાત્રીથી કહુંછું કે **મહાન સિકંદરે** જો **ગુડહોપ**ની ભૂશિર તરફ જવાની હિમ્મત ધરી હતે તો સોવસા તે કદી પાછો ફરતે નહીં. પણ એટલું તો ખરૂં કે તે વખતે ઘણું કરીને **આફ્રિકા**ના દક્ષિણ ભાગમાં માણસની વસ્તી નહોતી, તેની સાથે તે વખતનાં રેંજી પેંજી વહાણો સાંચા કામનાં જોર વગર ભર દરિયાના સપાટા ખમી શકતે નહીં અને તેમાં બાકાં પડીને અડધે રસ્તે તેઓ ફસાતે અને કોઈનો પત્તોજ લાગતે નહીં.

એ બાબદમાં હું તો **મહાન સિકંદર** કરતાં પણ વધારે ફતેહમંદ ઉતર્યો. ઘણીજ ઝડપમાં મારો રથ હંકાર્યો કરીને પેલી

ભૂશિર આગળ જરા થોભ્યા પછી કિનારે જવાના વિચારમાં ને વિચારમાં ખડકની છેક નજીક તેને લઈ ગયો, તેથી કરીને તેની સામા તે એટલાં તો જોરથી અથડાયો કે તેને જરા વધારે નુકસાન થયું તો થયું, પણ તેની સાથે ખડકની ટોચપરના વચમાંના ભાગના કકડે કકડા ઉડાવીને તેને દરિયામાં ફેંકી દઈને તેનો આકાર ઉપરથી ગોળાર્ધના જેવો કરી નાખ્યો. એપરથી તેનો આકાર આપણી સાધારણ મેજના જેવો થઈ જવાથી તેને તે દિવસથી **ટેબલ માઉન્ટન** કરીને કહેછે.

આ પર્વતની ટોચના આવી રીતે ભાગ કરી નાખ્યા એટલે તેમાં બરોબર પલાંઠી વાળીને બેઠેલું એક અદ્દભુત પ્રાણી જોવામાં આવ્યું. પેહેલ વહેલાં તો તે એક બોરના ઠળીયા જેવડું જણાતું હતું, પણ જ્યારે તેની ઉપરનો ભાગ આવી રીતે તોડી પાડયો ત્યારે તો તે એક મોટા રાક્ષસજેવું દેખાયું. તેનાં શરીરનો રંગ ભૂરો હતો. તેની આસપાસ જે એકદમ ઘણું અજવાળું થઈ ગયું તેને લીધે તે ઝબકી ઉઠયું અને રથનાં પૈડાંના કકડાટા તથા મારી કંસારીઓના તીણા સાદથી તે એટલું તો ગભરાઈ ગયું કે એક મોટી ચીસ પાડતું જમીનની અંદર હજાર વામ પેસી ગયું, તેની પાછળ તેમાંથી થોડોક ધૂમાડો નીકળીને તે પર્વતે પણ જાણે પોતાનું મોઢું બંધ કરી દીધું.

---

## પ્રકરણ ૨૫ મું.

ઉપર કહી ગયા પ્રમાણે મારા રથનો આટલો બધો સામન ભાંગી તૂટી ગયો તેને માટે મને જરા લાગ્યું તો ખરૂં પણ મનની ખરેખરી મોટાઈ તો માણુસપર આફ્ત આવી પડે છે

ત્યારે જણાયછે, તે પ્રમાણે તેથી હું કંઇ નિરાશ થઈ ગયો નહીં. **ડચ** લોકોના ત્યાંનાં હાકમે પોતાની ખરેખરી ઉદારતા બતાવીને મારા રથને તથા ગોધાને કિનારાપર આવેલા તેમના કિલ્લામાં રાખ્યા અને ઘાસ પાણી વિગેરેની સઘળી ઘટતી તજવીજ કરી આપી. તે વખતે તે બધાંને મારી સાથે પાંછા લઈ જવાય તેમ નહોતું તેથી કરીને તેમને માટે ખાસ માણસો રાખીને હું પાછો ફરૂં ત્યાં સુધી તેમની બરોબર સંભાળ લેવાનો બંદોબસ્ત કીધો.

હવે અહીંઆંથી **લન્ડન** જવાનો બીજો કંઈ રસ્તો રહ્યો નહોતો તેથી કરીને એક વહાણ જે **ઇંગ્લંડ** તરફ જતું હતું તેમાં આ બધી બિનાનો હેવાલ ખાસ કાઉન્સિલ આગળ મૂકવાનો નિશ્ચય કરીને હું ઉપડ્યો.

રસ્તામાં થોડેક સુધી તો કંઈ જાણવા જોગ બન્યું નહીં, પણ **ગીની**ના કિનારા આગળ આવ્યા ત્યારે ભર દરિયામાં જાણે કાચનો એક મોટો ટેકરો હમારા તરફ આવતો હોય એમ જોઈને હમે ઘણા અજાએબ પામ્યા. તેનાપર સૂરજનાં કીરણો પડવાથી તે એટલો બધો ચળકાટ મારતો હતો કે તેની સામા જોતાં હમારી આંખ ઝંખવાઇ જતી હતી. આ પરથી મને તરત લાગ્યું કે એ એક બરફના ઢગલા શિવાય બીજું કંઇજ હશે નહીં. તેથી કરીને જેમ બને તેમ જલદી ત્યાં આગળથી હમારૂં વહાણ હંકારી લઇ જવાની મેં કોશીશ કરી. આમ કરવામાં હું ગમે તેટલો ફતેહ પામ્યો, તો પણ રાતે અગીઆર કલાકે સઘળે અંધારૂં ઘોર થઇ ગયું હતું તે વખતે પવનનો એક એવો તો સાબીત સપાટો નીકળ્યો કે હમારૂં વહાણ તેજ ઢગલાની બાજુએ ઘસડાઈ ગયું ને તેની સામા અથડાયું. આ વખતે વહાણપરના સઘળા ઉતારૂ, ખલાસી તથા અમલદારો જે બધા ગભરાઈને બૂમેબૂમ પાડવા

મંઝ્યા હતા તેમને મેં હિમ્મત આપીને કહ્યું કે તમે ગભરાઓ નહીં, આપણો હમણાં નીકાલ થશે, માટે હું કહું તેમ કરો. થોડીવારમાં તે વહાણમાં પાણી ધસી ગયાં ને પેલા બરફના ઢગલાનાં મોટાં ગાપચાંને ગાપચાં હમારાં તૂતકપર પડવા માંડ્યાં, અને હમારામાંનાં અડધાં માણસોનો તો કચડધાણ કાઢી નાખ્યો. આ વખતે હમારાં વહાણની ડોલની ટોચપર ચઢી જઈને ત્યાં એક જાડું દોરડું બાંધીને તેને મારી કેડે વીંટાળીને ત્યાંથી પેલા બરફના ઢગલાની ટોચપર હું ગયો અને ત્યાં તેને બાંધી દીધું. ત્યાર પછી વહાણુપર જીવતા રહેલા બધા ખલાસીઓ વિગેરેને મારી પાસે ચઢી આવવાનું કહ્યું. તેઓમાંના જેટલા આવી શક્યા તેટલા જીવ્યા ને બાકીના તો બિચારા ત્યાંજ સાફ થઇ ગયા.

આ પ્રમાણે આખી રાત બરફના ઢગલાપર બેસીને અકડાઈ ગયા પછી સવાર પડતાં હમે એવી માઠી હાલતમાં આવી પડ્યા કે તે જોઇને હમારા તો હોશજ ઉડી ગયા, કારણ કે હમારૂં વહાણ બરફના ઢગલામાં વચ્ચોવચ દટાઈ ગયું હતું એટલુંજ નહીં, પણ હમને પણ ત્યાંથી સહીસલામત રીતે નીચે ઉતરીને કેથાં આસરો લેવાનો રસ્તો રહ્યો નહોતો. એમ છતાં હિમ્મત પકડીને થોડીવાર વિચાર કીધા પછી મારી સાથેનાં બધાં માણસોને લઇ નીચે ઉતરી તરતજ તે બરફના ઢગલાને કાપતા કાપતા હમારાં વહાણ પાસે હમે ગયા અને ત્યાંથી બે હોડી તથા બે ચાર દોરડાં પેલાં વહાણ સાથે બાંધીને તે હાથમાં પકડીને બહાર આવ્યા. ત્યારપછી પેલી હોડીમાં ઉભા રહીને હમે બધા મળીને તે વહાણને બરફના ઢગલા સાથે ખેંચતા આગળ ચાલ્યા, અને તે વખતે એવો ઠરાવ કીધો કે તેને ધસડી લઈ જવાના પ્રયત્નમાં કદાચ આપણો જાન જાય તોપણ પાછા હઠવું નહીં. આ સાથે હમે બીજું એ કર્યું કે હ-

મારાં વહાણમાંથી જેટલો કચરો મળી આવ્યો તે બધો પેલા બરફના ઢગલાની ટોચપર પાથર્યો, તેનું સૂર્યના તડકાનેલીધે બરફ પીગળતું જતું હતું તેનેલીધે થોડીવારમાં ખાતર થઈ ગયું, તેમાં મારાં ગજવાંમાં આગળની મુસાફરીમાં એકઠાં કરી મૂકેલાં જે બીઆં પડી રહ્યાં હતાં તે રોપ્યાં, એટલે થોડીક વારમાં મોટાં ઝાડ જેવાં ઉગી નીકળ્યાં ને તેનાપર રોટલી તથા દરાખની પૂરીનાં ફળો થઈ આવ્યાં. તે એટલાં બધાં થયાં કે હમને બધાને હમારી આખી મુસાફરીમાં ચાલ્યાં. તેનો સ્વાદ એવો તો સારો હતો કે તેવાં તો કોઈ દહાડો ઇંગ્લંડમાં પણ જોવામાં આવ્યાં નથી. એ ફળોમાં એક ચમત્કારિક ગુણ એ હતો કે હમારાં વહાણપર રગતપિતનો મરજ ચાલતો હતો તેનાથી જે હજારો માણસ મરી જતાં હતાં તેનાં ખાવામાં એ આવ્યાં કે તે બધાં સારાં થઈ ગયાં હતાં.

આવી રીતે પેલાં વહાણ તથા બરફના ઢગલાને ધસડતા ધસડતા કેટલાંક અઠવાડીયાં સુધી હંકાર્યા પછી એક દિવસ હમને રસ્તામાં **હબસી** લોકોનો એક મોટો કાફલો મળ્યો. આ બદમાશો **ગીની**નાં કિનારા આગળ જે જે **યૂરોપીઅન** લોકોનાં વહાણો જતાં તેને પકડીને તેમની પાસે જે સારાં સારાં ફળનાં બી, છોડવાઓ વિગેરે ખાવાની ચીજો હોતી તે લૂટી લેતા. એવી રીતે તેઓએ **દક્ષિણ ધ્રૂવ** આગળ કેટલાંક સંસ્થાનો સ્થાપ્યાં હતાં. ત્યાં આગળ થંડા દેશમાં ઉગે તેવાં ફળનાં બી વાવતા પણ તે કાળી ચામડીવાળાને હાથે ઉગે તેવાં નહોતાં તેથી તે કામને માટે તેઓ ગોરા ખ્રીસ્તીઓને તેઓના મૂલકમાંથી લઈ આવીને ગુલામ તરીકે રાખીને તેમની પાસે તે બધું કામ કરાવતા હતા. આવા ગુલામો મેળવવાને તેઓ દર વરસ **સ્કોટલન્ડ, આયરલન્ડ** તથા **વેલ્સના** કિનારાપર તેઓનાં વહાણો મોકલતા,

અને કોઇ કોઇ વખતે તો છેક **કોર્નવોલ** સુધી જઈ પહોંચતા હતા. ત્યાંથી ઘણાંક સ્ત્રી પુરુષ તથા છોકરાંને ખરીદીને અથવા ફોસલાવીને કે જોર જૂલમથી વહાણપર લઈ જઈને તેઓને દુનિયાને બીજે છેડે હંકારી લઇ જઇને પેલા ખેતીવાળાઓને ત્યાં ગુલામ તરીકે વેચતા. તેઓ એવા નિર્દય હતા કે તે બિચારાને ઘોડાની માફક ચાબકો મારીને તેમની પાસે આખી જીંદગી સુધી કામ કરાવતા હતા.

આ જોઈને મારો પિત્તો ઘણો ઉકળી આવ્યો તેથી તેમનો જડમૂળથી નાશ કરવાનો મેં નિશ્ચય કર્યો. પણ જ્યાંસુધી તેમનાપર ખુલ્લી રીતે જૂલમ નહીં ગુજારીએ ત્યાં સુધી તે વેપાર બંધ થાય તેમ નહોતું, કારણ કે તે **હબસી** લોકોના મનમાં એવોજ ખ્યાલ બેસી ગયો હતો કે **ગોરા** લોકોમાં કંઇ આત્મા હોતોજ નથી! તેથી કરીને હમારો બરફનો આખો ટાપુનો ટાપુ તેમનાપર હંકારી લઈ જઈ ને તેમને છુંદી નાખ્યા; પણ તેની સાથે હમારાથી બન્યું તેટલા **ગોરા** લોકોના જાન બચાવ્યા, અને પાછળ રહ્યા સહ્યા જે **હબસીઓ** માલમ પડ્યા તેમને પાણીમાં પધારાવી દીધા. પેલા બિચારા **ગોરા** ગુલામો આ તેમના છૂટકારાથી એટલા બધા ખુશ થઈ ગયા કે તેમને હરખનાં આંસુ આવ્યાં. તે વખતે હમારા મનમાં આવ્યું કે એનાં માબાપ, ભાઈ બેહેન વિગેરે સગાંવહાલાંની પાસે એ લોકોને લઈ જઈશું ત્યારે તે બધાં આપણો કેટલો બધો ઉપકાર માનશે.

આ ગુલામોને લઇને ઇંગ્લંડ આવી પહોંચ્યા પછી ખાસ કાઉન્સિલ આગળ મારી સઘળી મુસાફરીનો હેવાલ અથ થી તે ઇતી સુધી માંડીને કહ્યો, અને તેમને અરજ કરી કે **આફ્રિકાના** મધ્ય ભાગમાં પાછા જવાને મને જોઇતી મદદ અને બને તો

મારે માટે નવા સાંચાકામ વાળો એક રથ કરાવી આપો. તેપરથી મારી દરેક માગણી સ્વિકારીને બધી જરૂરીઆતની ચીજો મને પૂરી પાડવામાં આવી ને પછી ત્યાંથી જેમ બને તેમ જલદી ઉઉપડી જવાનો મને હૂકમ થયો.

થોડાક વખતપર **ચીન**ના શેહેનશાહે જે એક ઘણાંજ નવત્રાં જાનવરની ભેટ **યુરોપ** મોકલી હતી તેને ત્યાંના મિનારામાં રાખવામાં આવ્યું હતું. તે ઘણું મોટું અને ચાલાક જણાતું હતું તેથી મારા ખરનું છે એમ ધારીને મને સ્વાધિન કરવામાં આવ્યું. તે **સ્ફીન્કસ** જાતનું એક રાક્ષસી જાનવર હતું (જેના શરીરનો બધો ભાગ રીછણને મળતો હતો તથા માથું સ્ત્રીને મળતું આવતું હતું). તે એવું મોટું હતું કે તેના જેવડું તો મેં કોઈ પણ દુનિયામાં જોયું નથી. એક મોટી ચપટાં તળયાંવાળી હોડી સાથે મોટા પટા જડીને પેલાં જાનવરને ઘોડાની માફક બધો સાજ પહેરાવીને જોડયું. તે હોડીપર **વેસ્ટ મિન્સ્ટર**ના મહેલના ઘાટ જેવો એક બંગલો મૂકયો હતો. એ બંગલાના ભારથી હોડી વાંકી ચુંકી થઈને અંદર પાણી ભરાઇ જાય નહીં તેટલા માટે તેનાપર બે બલૂનો રાખીને, તેના નીચેના છેડા દોરડાંવતી હોડી સાથે બાંધી રાખવામાં આવ્યા હતા.

તે બંગલાની અંદર આસપાસ ચઢતી ઉતરતી બેઠકો કરવામાં આવી હતી તેનાપર મારી કચેરીનાં ખાસ માણસ તથા રસાલા તરીકે જે બધાં અમીર ઉમરાવો તથા તેમની બાનુઓ ને સાથે મોકલવામાં આવ્યાં હતાં તે પોતપોતાને ઠેકાણે બેસી ગયાં પછી મારે માટે છેક મધ્યમાં એક ઉંચી ભપકાદાર બેઠક તૈયાર કરી રાખવામાં આવી હતી તેનાપર ચઢીને હું બેઠો. મારા ખાસ અંગરક્ષક તરીકે નામિચા **ગોગ** તથા **મેગોગ**ને રા-




આફ્રિકાની મુસાફરીનો બેરનનો વિચિત્ર રસાલો.

ખાવામાં આવ્યા હતા. હમારા હાંકનાર તરીકે લોર્ડ વાઈકાઉન્ટ **ગોસેમરને** રાખવામાં આવ્યો હતો, તે એ કામમાં એવો તો હોશિયાર હતો કે હમે સડસડાટ ચાલ્યા. હમારૂં પેલું રાક્ષસી જાનવર પણ એવું ચપળ હતું કે હમારી બોટ, બલૂન વિગેરે ઘસડતું કાલુ માછલીની માફક ઝડપબંધ કૂદતું દોડયું જતું હતું. ભર દરિયામાં જઈ પડ્યા પછી હવા એટલી નરમ પડી ગઇ કે હમને જરા પણ આચકો લાગતો નહોતો. આ સફરનો ઉમદા હેતુ તથા તેપરથી જે શોધ થશે તે બાબદપર ભારે તકરાર કરવામાં હમારો બધો વખત હમે ગાળ્યો.

મારા ઉમદા મિત્ર **હિલેરો ફ્રોસ્ટીસ્કો**એ એવો મત આપ્યો કે "**આફ્રિકા**નો ઘણો ખરો ભાગ પેહેલ વહેલો સિંહો કે જે માણુસ જાતથી ઉતરતા દરજ્જાનાં ને જૂલમી પ્રાણી ગણાય છે તેનાથી વસાયલો અથવા જીતાયલો હતો. સાધારણ રીતે તે દેશ-જેટલો આપણે શોધી કાઢી શક્યા છીએ તેટલો—આપણી મનુષ્ય જાતનો જાણે દુશ્મન કેમ નહીં હોય તેવોજ લાગેછે. તે જગ્યાની ઉજ્જડતા, ત્યાંની અગ્નિના જેવી ધગધગતી રેતીને લીધે જે હજારો માણસના જીવ જાય છે અને ત્યાંનાં ઘણાંક ભટકતાં ટોળાંની જેવી ખરાબ હાલત જોવામાં આવેછે, તેપરથી મને લાગે છે કે જો આપણે અહીંઆં કોઈ પણ સંસ્થાન સ્થાપીશું તો અત્રે રહેનારા આપણા સઘળા દેશીભાઇઓના જીવ અહીંઆંજ જવાના. તોપણ પૂર્વ તરફના ટાપુઓ કરતાં એ આપણી વધારે પાસે છે તેથી કરીને **ચીન** તથા પૂર્વ અને પશ્ચિમ તરફના ટાપુઓમાં ઉપજતી વસ્તુઓ જો અહીંઆં ખંત લઇને ઉપજાવવા માગીશું તો આપણે તેમાં ફતેહ પામીશું. બેશક, એ દેશ આટલો મોટો અને હજુ સુધી નહીં શોધી કઢાએલો રહ્યો છે તેથી આપણે એક મોટી

ધાડ મારીશું ખરા. ખરૂં જોતાં ચંદ્રમા વિશે આપણે જેટલું જાણીએ છીએ તેના પ્રમાણમાં મધ્ય **આફ્રિકા** વિશે તો કંઇજ જાણતા નથી, કારણ કે તેના પરતો જે મોટા ટેકરા ટેકરીઓ વિગેરેનાં ધાભાં છે તે આપણે દુર્બિન વતી પણ જોઈ શકીએ છીએ, પણ **આફ્રિકાના** મધ્ય ભાગ વિશે તો નકશો દોરનારા તથા ભૂગોળ વેત્તાઓ કહી ગયા છે તે કરતાં વધારે કંઈજ જાણતા નથી. તેટલા માટે આ શોધની સફર અને ત્યાં આપણું સંસ્થાન સ્થાપવાની જે આપણી હમણાની બધી ઉમેદ તે પાર પડશે ત્યારે આપણે બધા કેટલા મગરૂર થઈશું !—વાહ કેવી આ શીલસુરી!"



## પ્રકરણ ૨૬ મું.

હમારા બહાદુર **કાઉંટ ગોસેમર** દેવતાઈ મમરેજ પહેરીને પેલાં રાક્ષસી જાનવરપર સવાર થઈને **મદીરાના** ટાપુ તરફ હમારા રસાલાને હંકારી લઈ જતા ચાલ્યા. પણ એ બહાદુરખાં કંઈ ઓછા છલકાઈ જાય તેવા નહોતા. **ફ્રેંચ** કિનારાપર હમારા રથ રસાલાને જોવા મળેલાં ટોળેટાળાં, તેમાં મુખ્યત્વે કરીને **ફ્રેંચલોકોની** સભ્યતા પ્રમાણે ત્યાંના હાકેમ, અમલદાર વિગેરે હમને માન આપવાને ઉભા થઈ રહ્યા હતા તેમને જોયા એટલે તો ભાઈ સાહેબે હમારાં **સ્ફીન્કસને** વધારે એડી તથા આચકા મારવા માંડ્યા, લગામ સખત ખેંચી પકડીને તેને ડૂબકી મરાવવા માંડી તથા એવી રીતે તે જાનવરને સતાવીને પોતાની હોશિયારી દેખાડવા માંડી. એપરથી તે એટલું બધું ખીજવાઈ ગયું કે તેણે જરા ઓચિંતી ડૂબકી મારીને પોતાનું માથું નીચું કરી પેલા બડે સાહેબને પીઠ પરથી પાણીમાં ફેંકી દીધા. આ

ઠેકાણે **બીસ્કેનું** અખાત હતું તે કેટલું તોફાની છે તે તો તમે બધા જાણોછો એટલે મારે કંઈ કહેવાની જરૂર નથી. પેલાં જાનવરે જાણ્યું કે એ **કાઉન્ટ** સાહેબ થોડીવારમાં ડૂબીને મરી જવાના તેથી જ્યાં તેને પાણીમાં ફેંકી દીધો હતો તેની જમણી કે ડાબી બાજુએ તે સરક્યુંજ નહીં, પણ તરતજ તેને પોતાનાં મોંમાં લઈને ગળી ગયું, અને તેની સાથે પોતાનાં પેટમાં શેંકડો મણ પાણી પણ ધૂસી ગયું તેતો જૂદું, પણ આનો કંઈ તેને હિસાબ નહોતો. એટલું પાણી તો તેને આપણા એક ચમચા જેટલું લાગ્યું. આ પ્રમાણે તે તેને ગળી તો ગયું પણ પેલા **કાઉન્ટે** બૂટપર જે મમરેજ પહેરેલી તે તેનાં પેટમાં ખુંચવા માડી, તેથી તરતજ જાણે એક તોપમાંથી ગોળો કેમ ફૂટીને ઉડી જાયછે તેમ તેને જોરથી ઓકી કાઢીને સામા બરફથી ઢંકાઇ ગયલી **ટેનેરીફ**ની ખડક હતી તેની છેક ટોચપર તેને ફેંકી દીધો.

આ બધું તોફાન મેં મારી અંદરની બેઠકપરથી જોયા કર્યું. એ જોઈને મને એટલું બધું હસવું આવ્યું કે તેથી એક શબ્દ પણ મારાથી તે વખતે બોલાયો નહીં. હવે પેલાં જાનવરપર કોઇનો અંકોશ નહીં હોવાથી તેણે તો પોતાની મરજીમાં આવે તેમ અથડવા માડ્યું તેથી મને ધાસ્તી લાગી કે રખેને બધાને બુરાડી પાડે. એપરથી મારા બે અંગ રક્ષક **ગોગ** અને **મેગોગ** એકદમ પાણીમાં કૂદી પડવાનું ફરમાવ્યું. તેઓ તરતજ અંદર કૂદી પડીને પેલાં જાનવરની મોઢી બંને બાજુએથી તરતા તરતા પકડી રહ્યા. તેની સાથે હું રથમાંથી બહાર આવીને તેની પીઠપર સવાર થઇને બેઠો. એવી રીતે હમે **ગુડહોપ**ની ભૂશિર આગળ જઇ પહોંચ્યા.

અહીંઆ આવ્યા પછી મારી સાથે **ઇંગ્લંડ**થી જે સારા કારી-

ગરો લઈ આવ્યો હતો તેની પાસે મારો પેહેલાંનો રથ જે હું ત્યાં મૂકી ગયો હતો તેને સમરાવ્યો. અમારો બધો સાજ તૈયાર થયો કે હમે પાછા પાણીની મુસાફરીએ ચઢયા. એ વખતના કરતાં વધારે ભપકાદાર દેખાવ કોઇના જોવામાં આવ્યો હશે નહીં તેનો હું તમને સહેજ ખ્યાલ આપુંછું. પેલાં રાક્ષસી જાનવરે પાણીમાં જઈને હમને સલામ કરી, એટલે ગોધાઓ ઉપર સવાર થયલી કંસારીઓએ પોતાના નાદમાં હમારી તરફથી તે સલામ એવી તો ખૂબીથી પાછી વાળી કે તે જોઈને કોઈ પણ ખુશ થયા વિના રહે નહીં. હમારો પેહેલો રથ જેને **જોનબુલ** નામનો ગોધો જોડવામાં આવ્યો હતો તેનો આંકડો **ગોગ** અને **મેગોગે** હમારા બીજા રથના આંકડામાં ભેરવી દીધો અને તે બધાની આગળ **સ્ફિન્કસ** નામનાં રાક્ષસી જાનવરને જોડયું એ જાનવરની બંને બાજુએ **ગોગ** અને **મેગોગ** તરતા ચાલ્યા જતા હતા; તેની પાછળ બીજા ગોધાઓ જોડેલા હતા, તેનાં માથાંપર પેલી કંસારીઓ સવાર થઈને બેઠી હતી; તેની પાછળ પેલો હમારો સમરાવેલો ગોળાકારનો ઈશ્વરી રથ હતો, જેના તારા વિગેરે વિષે હું ઉપર જણાવી ગયોછું. આની પાછળ હમારી પૈડાં વાળી હોડી હતી કે જેમાં એક બંગલાના આકારનું હમારે માટે રહેવાનું કર્યું હતું. તેનાઉપર બે બલૂન હતાં, તેથી કરીને પેલાં બધાંનો ભાર ઘણો ઓછો જણાતો હતો અને તેનો ભપકો ઓર વધ્યો હતો. બલૂનની નીચે જે કઠેરા હતા તેમાં તથા પેલા ગોધાઓની પીઠપર જાતજાતાનાં વાજીંત્ર વગાડનારોને ગોઠવી દેવામાં આવ્યા હતા, તેઓએ આખે રસ્તે પોતાના મધૂર સૂરથી બધાને મગ્ન કરી દીધા હતા. હમારો રસાલો જમીન તરફ જતો હતો તે વખતે સૂરજનાં કીરણોથી પાણી ચળક ચળક થઈ રહ્યું હતું.

તથા દરિયામાંથી તે જમીન સુધી બરફનાં આરકાંઓ થઈ રહ્યાં હતાં, તેમાં તરેહવાર જાતની દીવા બત્તીઓ ઝગઝગી રહી હતી તથા વાવટા ધજા વિગેરે તેનાપર ફરફરી રહ્યાં હતાં. હમારી આગળ પાણીના મોટા મોટા ત્રિકોણ આકારના પરપોટા થતા અને જાણે હમને માન આપતા હોય તેમ તોપના જેવા મોટા અવાજમાં વારાફરતી ફૂટતા જતા હતા.

આ પ્રમાણે હમારા આખા રસાલાને જમીનપર લાવ્યા પછી હમે **આફ્રિકા**ના મધ્ય ભાગ તરફ જવા માડયું. ત્યાંથી કેટલાક દિવસ સુધી ઉત્તર તરફ ચાલ્યા કર્યું પણ રસ્તામાં કંઈ નવાઇ જેવું હમારા જોવામાં આવ્યું નહીં. ઉલટા હમેજ ત્યાંના હબસી લોકોને નવાઈ જેવા દેખાયા તેથી હમને જોવાને તેમનાં ટોળે ટોળાં દોડી આવતાં હતાં.

થોડે દિવસે હમે **કેપ** આગળ આવી પહોંચ્યા તે વખતે ત્યાં આગળ હમને ઘટતું માન અકરામ **ડચ** સરકાર તરફથી આપવામાં આવ્યું હતું. આનું કારણ એમ હશે કે તેમના પાદશાહે ત્યાંના હાકેમને હમારી આગતા સ્વાગતા કરવાનું ફરમાવ્યું હશે, તેપરથી તેઓએ હમને ઉમદા મેવો, દારૂ વિગેરે બધું પુશ્કળ પૂરૂં પાડયું હતું. ત્યાંની ધરતી હમને ઘણી ફળદ્રુપ જણાઈ. ત્યાંના દેશી તથા **હોટેન્ટોટ્સ**ને વિષે મુસાફરો ઘણું કહી ગયા છે એટલે મારે કંઈ વધારે કહેવાની જરૂર નથી. પણ એટલુંજ કે **આફ્રિકા**ના મધ્ય ભાગના લોકોની અક્કલ, સ્વરૂપ, રીતભાત વિગેરે આપણા કરતાં બીલકુલ જૂદાં માલમ પડતાં હતાં.

તારા અને હોકાયંત્રની મદદથી હમે હમારો રસ્તો શોધતા આગળ વધ્યા જતા હતા. તે વખતે રસ્તામાં શિકાર પુશ્કળ મળી આવતો હતો. રાતે જંગલી જાનવરોના ત્રાસનેલીધે મોટી

મોટી વાડો કરીને હમારે તેમાં રહેવું પડતું હતું. એક દિવસ એવું બન્યું કે સારો દહાડો આસપાસની પર્વતની ટેકરીઓમાંથી સિંહની ભયંકર ગર્જનાના પડઘાઓ નીકળ્યા કર્યા, તેપરથી હમને લાગ્યું કે કદાચ તે પ્રાણીઓએ એક સંપ થઈને હમારાપર તૂટી પડવાનો વિચાર કર્યો હશે.

તે દહાડે તો હમારા શિકારીઓને ગડએલી બંદુકે તૈયાર રાખીને હમે ઘણી સંભાળથી આગળ વધતા ગયા અને રાત પડી ત્યારે હમારા તંબુ ઠોકીને આસપાસ વાડ કરી લીધી. વાળુ કીધા પછી જેવી સૂવાની તૈયારી કરીએ છીએ તેટલામાં તો હમારાથી સોએક કદમ દૂર લગભગ એક હજાર સિંહનું ટોળું ચો-મેરથી ધીમે ધીમે હમારાપર ધસી આવતું જણાયું. તેને જોઈને હમારાં જાનવરોએ ગભરાઈને ધ્રૂજવા, કૂદવા માંડયું અને પાણી પાણી થઈ ગયાં. તેપરથી મેં મારી આખી ટોળીને હાથમાં ભ-રેલી બંદૂક લઇને તૈયાર ઉભા થઈ રહેવાનું ફરમાવ્યું ને તેની સાથે એમ પણ હૂકમ કર્યો કે મારા કહ્યા શિવાય કોઈએ પણ બહાર કરીને અવાજ કરવો નહીં. એ પછી ડામર તથા ટારનો મોટો જથો જે મેં એવાજ વખતને માટે સાથે રાખ્યો હતો તે હમારી વાડની આસપાસ ખૂબ પાથરી દઈને તે એની વચમાં દા-રૂનો ભૂકો પાથરી દીધો. આટલો બંદોબસ્ત કરીને પેલા સિંહોની રાહ જોતો હું ઉભો. એ વખતે પેલાં વિક્રાળ પ્રાણીઓ જાણે હમારા કાફલાનું બળ જાણી ગયાં હોય તેમ ધીમે ધીમે ચોરની માફક ચોમેરથી એક સરખાં પગલાં ભરતાં હમારી તરફ આગળ વધતાં આવ્યાં. છેવટે છેક નજીક આવીને પેલા ડામરના ઢગલાપર બધાએ પોતાના પંજા મૂકીને સુંઘવા માંડયું તો તેમને તેની લોહીના જેવી વાસ આવી તેપરથી તેમણે પોતાની દાઢી તથા માથું જોવાં




બેરન સિંહનાં ટોળાંને નસાડી મૂકે છે.

અંદર ખોસ્યાં કે તરતજ પેલા દારૂની જે હાર કરી મૂકી હતી તેમાં મેં એક બંદુકનો બહાર કર્યો એટલે આસપાસ એકી વખતે બધો દારૂ સળગી જઈને એક મોટો ધડાકો થયો, તેપરથી બધા સિંહો દાઝીને બળી જવાથી બરાડા પાડતા ત્યાંથી નાહશી ગયા. એક ક્ષણમાં છેક દૂર જંગલમાં ચીસે ચીસ પાડતા, ભૂતની માફક ભટકતા તથા તેઓનાં મોં તથા પંજા ટાર તથા દારૂથી બળી જતાં હમે તેમને જોયા. એ વખતે હમારાં સઘળાં માણસોને તેમની પાછળ પડીને તેમનો નાશ કરવાનો મેં હૂકમ કર્યો, તેપરથી તેઓએ રાત ઘણી અંધારી હોવા છતાં તેમનાં બળતાં મોઢાંનાં અજવાળાંને લીધે તેમની પાછળ પડીને સવાર થતાં સુધીમાં તે બધાંનો નાશ કરી નાખ્યો અને રહ્યાં સહ્યાં જે પોતાની ગુફામાં ભરાઈ ગયાં હતાં તેમને બંદુકથી મારી નાખીને સઘળાનું એવી રીતે કાસળ કાઢ્યું. ત્યાર પછી હમારી આખી મુસાફરીમાં એક પણ સિંહ જોવામાં આવ્યો નહોતો, તેમજ ત્યાંનાં જંગલી પ્રાણીઓની પણ હમારાપર હૂમલો કરવાની હિમ્મત ચાલી નહોતી. આપરથીજ તમને માલમ પડશે કે આવાં ઘાતકી પ્રાણીઓને દબાવી દેવામાં મેં મારી કેટલી હોશિઆરી તથા સમય સૂચકતા વાપરી હતી.

આવી રીતે મુસાફરી કરતાં હમે આખરે એક મોટા સાગર જેવાં વિશાળ સપાટ રણમાં આવી પહોંચ્યા. ત્યાં આગળ ઝાડ, છોડવો કે ઘાસનું એક તણખલું સરખુંએ જોવામાં આવતું નહોતું. જ્યાં જોઈએ ત્યાં સુનાની રજકણ તથા ઝીણાં ઝીણાં મોતીથી ચળકતી રેતી નજરે પડતી હતી. એ વખતે હમારે મને એ સોના તથા મોતીની કંઈજ કિમ્મત નહોતી, કારણ હમારાથી કંઈ થોડા વખતમાં ઈંગ્લંડ પાછા જવાય એમ નહોતું, તો પછી તેનો સંગ્રહ કરવાથી શું ફાયદો હતો. થોડીવારમાં ઘણેક છેટે

જાણે કંઈ ધુમાડાના ગોટે ગોટા નીકળતા હોય એમ મને લાગ્યું, તેપરથી મારાં દુર્બિનમાંથી જોઉંછું તો માલુમ પડયું કે એ તો એક ભારે વંટોળીઓ આકાશ અને પાતાળ એક કરી નાખતો હતો. એ જોઇને તરતજ મેં મારાં માણસો પાસે ઘણી મહેનતે એક મોટો કોટ તૈયાર કરાવી તેના પર હમારી પાસે જે એવાંજ કારણોને માટે મોટાં મોટાં પાટીયાં વિગેરે રાખેલાં હતાં તેનું છાપરૂં કરાવી લીધું. આ છાપરૂં તૈયાર થયું ને હમે અંદર પેઠા કે તરતજ પેલું તોફાન હમારાપર ધસી આવ્યું, તે લગભગ ત્રણ દિવસ સુધી રહ્યું, તેમાં હમારા કોટને બીલકુલ રેતીથી ઢાંકી દીધો. એ વખતે હમને ત્યાં તાપ એટલો બધો લાગતો હતો કે હમે તો જેવા બળ્યા બળ્યા થઇ રહ્યા હતા. એટલામાં બહાર ઘૂઘવાટો ઓછો થતો માલુમ પડ્યો તેથી હમે ધાર્યું કે વંટોળીઓ નરમ પડ્યો હશે, તેપરથી અંદરથી રસ્તો કાઢીને હમે બહાર નીકળી પેલા હમારા કોટપર ચઢીને જોઈએ છીએ તો દરિયાનાં ઉંચાં નીચાં મોજાંની માફક ટેકરા ટેકરીઓ શિવાય બીજું કંઈ નજરે પડતું નહોતું. આટલી અડચણ છતાં પણ હમારાં વાહન વિગેરેને ઘણી મુશ્કેલીથી બહાર કાઢીને હમારી મુસાફરી પાછી શરૂ કીધી. આવાં તોફાન રસ્તામાં મને ઘણી વાર નડ્યાં હતાં પણ તે વખતે મેં આવાજ ઉપાયો લીધા હતા. આવી રીતે આવાં વેરાન રણમાં નવ હજાર માઇલ ઉપરાંત હમે ચાલ્યા ગયા ત્યાં સુધી ઝાડ, પાન બીલકુલ નજરે પડ્યાં નહીં તેથી તથા હમારાપર સૂરજનાં કિરણો સિદ્ધાં પડતાં હતાં તેને લીધે તથા પાણીની ટાંચને લીધે હમે બધા એટલા તો ગભરાઈ રહ્યા હતા કે હમે ધાર્યું કે થોડા વખતમાંજ હમારા બધાના સામટા રામ રમી રહેવાના. એટલામાં સારે નશીબે છેક દૂર કંઈક પહાડ જેવું જણાયું, તેની પાસે

આવતા ગયા તેમ તેમ તેનાપર લીલોતરી પથરાઇ ગયલી તથા ઝાડ, ગુફા વિગેરે નજરે પડ્યાં. ત્યાંની ટેકરીઓ ઉપર ફૂલ, પાનના છોડવા તથા વેલાઓ જે પથરાઇ ગયા હતા તેથી તે એવી તો રળીઆમણી લાગતી હતી અને ત્યાંનાં તાડનાં ઝાડો એટલાં તો ઉંચાં હતાં કે તેમાંની કંઈ પણ ખૂબી આપણાં ઈંગ્લંડમાં જોવામાં આવતી નથી. દરેકં જાતનાં ફૂલોની તો કંઇ ત્યાં ખોટજ નહોતી. તેમજ હરણ, બકરાં, ભેંસ વિગેરે જાનવરોનાં ટોળે ટોળાં ખીણોમાં તથા ઝાડીમાં ભટકતાં હતાં. ઝાડોમાં પક્ષિઓના નાદના મધુર ટૌકા થઈ રહ્યા હતા, તથા એક સાધારણ ગામડાંની સઘળી રમણીક રચના ત્યાં માલમ પડતી હતી.

---

## પ્રકરણ ૨૭ મું.

હમારી નજીકના પહાડો ઓળંગીને નીચે એક ખીણ આવી તેમાં હમે પેઠા તો ત્યાં આગળ કેટલાંક માસણનાં ટોળાં હાથમાં મોટી છરીઓ લઈને બેઠાં બેઠાં જીવતા પાડા તથા ગોધાને મોં આગળ ઉભા રાખીને તેનાં શરીરમાંથી માંસના કટકા, જાણે કેરી કેમ નહીં મોળતા હોય તેમ, કાપી કાપીને ખાતા હતા. તે વખતે પેલાં બિચારાં મૂગાં પ્રાણીઓ ચીસે ચીસ પાડતાં હતાં ને તેમનો જીવ નીકળી જતો હતો તો પણ પેલા દુષ્ટ લોકોને કંઇ દયા આવતી નહોતી. આની સાથે એક જાતનો લોહીનો દારૂ જોવામાં આવ્યો તે તેઓ એવી જ્યાફતની આખરે ઘણી આતુરતાથી પીતા હતા. એ જોઈને એવાં પ્રાણીઓની મને ઘણી દયા આવી તેથી આખી દુનિયાનાં ભલાંની ખાતર એ દુષ્ટ રિવાજનું જડમૂળ કાઢી નાખવાનો મેં તે દિવસે દૃઢ નિશ્ચય કીધો. આ કામ કંઈ

એક દિવસમાં થઈ જાય તેમ નહોતું, તેથી તે ઉમેદ બર લાવવાને મેં શું શું ઉપાયો લીધા તે વખત આવે કહીશ.

અહીંઆ આગળ થોડા દિવસ વિસામો લીધા પછી તે દેશની રાજધાનીનાં શેહેર તરફ હમે જવા નીકળ્યા. એ વખતે રસ્તામાં અમારા રસાલાનો ભપકો જોઈને ત્યાંના સઘળા લોકો ચકીત થઈ ગયા હતા. દરેક જણ અમારાં રાક્ષસિ સ્ફિન્કસ, ગોધા, કંસારી, બલૂન, રથ વિગેરે જોઈને એમ ધારતું હતું કે આ બધુ કંઇ ઈશ્વરી શક્તિ જેવું જણાયછે.

થોડા વખતમાં એક મોટી નદીના કિનારાપર આવી રહેલાં ત્યાંની રાજધાનીનાં શેહેરમાં હમે આવી પહોંચ્યા. તે વખતે ત્યાંનો બાદશાહ પોતાની શણગારેલી સાંઢણીપર બેસીને પોતાની સઘળી કચેરી સાથે હમને સામા લેવાને આવ્યો. તે રાજા ત્યાંનાં સાધારણ માણસોનાં કરતાં કદમાં વધારે, એટલે કે સાડાચાર ફીટ, ઉંચો હતો. તેનો ચેહેરો બધાની માફક સફેદ દૂધ જેવો હતો! તેની પહેલાં તે દેશના રિવાજ પ્રમાણે હમને સલામતી આપવાને મધૂર શૂરમાં નાદ કરતી એક વાજાંની ટોળી આવી. ત્યાર પછી હમારાથી લગભગ ચાળીસ કદમપર રાજાએ પોતાનાં માણસોને ઉભાં રાખીને મને તે સામો ભેટવા આવ્યો. આપરથી હું પણ મારા રથમાંથી ઉતરી પડ્યો, મારા રસાલાને ત્યાં થોભવાનું ફરમાવ્યું અને મારી સાથે બે માણસો લઇને તેની સામા ગયો. ત્યાં પહોંચ્યા પછી મારી મુલાકાત લેતાં મને કહ્યું કે "આજે તમારા જેવા આવા નામિચા મુસાફરને આવકાર દેવાનો મને જે પ્રસંગ મળ્યો છે તેથી હું ઘણો ખુશી થયોછું અને તમને ખાતરીથી કહુંછું કે મારી રાજધાનીમાંની સઘળી ચીજો તમારીજ છે અને જે ફરમાવશો તે તરતજ તમારી હજુરમાં આવશે."



બેરન તથા આફ્રિકાના શેહનશાહની મુલાકાત.

ત્યાંના બાદશાહે આ બધું આદરમાન હમને જે આપ્યું તેને માટે મેં તેનો ઘણો ઉપકાર માન્યો અને કહ્યું કે "**આફ્રિકાના** મધ્ય ભાગમાં તમારા જેવા આવા સુધરેલા અને સભ્ય લોકોને જોઇને હું પણ ઘણો આનંદ પામ્યોછું અને આશા રાખું છું કે આના બદલામાં તમારી પ્રજામાં હમારા **યુરોપખંડ**ની સઘળી કળા કૌશલ્યતા દાખલ કરીશ." એ લોકો કોનાપરથી ઉતરી આવ્યા હતા તેની તપાસ કરતાં માલમ પડ્યું કે તેઓ કંઈ આપણી દુનિયાના નહોતા પણ **ચંદ્રમા**ની દુનિયાના લોકોપરથી ઉતરી આવ્યા હતા. આની મને વધારે ખાતરી એપરથી થઈ કે ત્યાં બોલાતી ભાષા **મધ્ય આફ્રિકા**માં હાલ બોલાતી ભાષાને ઘણી ખરી મળતી આવતી હતી, તેઓની બારાખડી તથા લખવાની ઢબ પણ એક સરખી હતી, તેપરથીજ તેઓ કેવાં જૂના જમાનાનાં તથા આબરૂદાર કૂળોપરથી ઉતરી આવેલા તે ખુલ્લું જણાઈ આવતું હતું.

ત્યારબાદ તે બાદશાહ મને પોતાની કચેરીમાં લઇ ગયો ને ત્યાં હમને ઘણું માન આપ્યું. હમે કંઇક ઈશ્વરી શક્તિનાં માણસો છીએ એવી તથા હમારાં પ્રમાણિકપણા વિષે તેની ખાતરી થઈ જવાથી કોઈ પણ બાબદમાં હમને પૂછ્યા વગર તે એક પગલું ભરતો નહીં. વારંવાર **યુરોપ**નાં રાજ્યો તથા **ગ્રેઈટબ્રિટન** વિષે તે હમને પૂછતો તે વખતે આપણા વેપાર, કળા, કૌશલ્યતા, વિશાળ દરિયા વિગેરેનાં હું વખાણ કરતો તે સાંભળીને તો તે છકજ થઈ જતો હતો. **અંગ્રેજ સરકાર**ના ધોરણપરજ પારલામેન્ટ વિગેરે સભા સ્થાપીને તેનાં રાજ્યનો કારભાર ચલાવવાની મેં તેને સલાહ આપી તે તેણે ઘણી ખુશીથી ઉંચકી લીધી, અને તેને કંઈ સંતાન નહીં હોવાને લીધે પોતાની પ્રજાની ખુશીથી મને ગાદીનો વારસ નીમ્યો. ત્યાર પછી થોડે દિવસે તેના મરણ પછી ત્યાંના

અમીર ઉમરાવોએ તે રાજ્યની લગામ મારા હાથમાં લેવાને મને ઘણી આજીજી કરી, તેપરથી મેં મારા **ગોગ** તથા **મેગોગ** નામના બે ઉમદા મિત્રોની એ બાબદમાં સલાહ લીધી, તેમણે પણ ઘણી ખુશી બતાવી ત્યારે ઘણી ખેંચતાણે ત્યાંના એક સ્વતંત્ર રાજા તરીકે નહીં પણ **અંગ્રેજ સરકાર** તરફના એક હાકેમ તરીકે તે ગાદી મેં સ્વિકારી.

આવી રીતે તે રાજ્યની લગામ મારા હાથમાં લીધા પછી મેં નિશ્ચય કીધો કે મારે તેમાં ઘટતા સુધારાઓ દાખલ કરવા. તેમાં પહેલ વેહેલો તો ત્યાં જે જીવતાં જાનવરોને કાચાં ને કાચાં કાપી ખાવાનો તથા લોહીના દારૂ પીવાનો દુષ્ટ રિવાજ હતો તે કાઢી નાખવાનું મેં મનપર લીધું. આને માટે બધા લોકોને મેં ઘણી ઘણી રીતે સમજાવ્યા પણ તેમાં કંઈ વળ્યું નહીં અને ઉલટા હમારો ઉપકાર માનવાને બદલે તેઓ હમને વગોવવા મંડ્યા. આમ છતાં મેં કંઈ તેમની દરકાર કરી નહીં પણ મારો ઉમદા વિચાર બર લાવવા પાછળજ હું તો મંડી રહ્યો. તેમની હઠ અને ઉદ્ધતાઇને માટે કોઇ પણ રીતે ઠપકો આપવાને બદલે મારાથી બનતી તદબીરે મેં તેમને સમજાવ્યા. **યુરોપખંડ**ના રિવાજ પ્રમાણે હજારોને રાંધેલો ખોરાક જમવાને બોલાવ્યા, તેને માટે મારો ઉપકાર માનવાને બદલે તો જાણે એ ઘાતકી રિવાજ કાઢી નાખવાથી મને પોતાને કંઈ મોટો લાભ થવાનો હોય તેમ બધાએ બડબડવા માડ્યું. તેપરથી મને લાગ્યું કે એ લોકો સીધી રીતે ઠેકાણે આવવાના નહીં, તેથી મેં એવો ઢંઢેરો ફેરવાવ્યો કે આજથી નવ દિવસ સુધીમાં જે કોઇ જીવતાં જાનવરને કાચું ને કાચું કાપી ખાશે તથા લોહીનો દારૂ પીશે તેને ઘણીજ સખત સજા કરવામાં આવશે. આથી ત્યાં બધે એટલી બધી ખળભળાટ

થઈ રહી કે મારી રાજનીતિને વખોડી કાઢી તો કાઢી પણ મને તથા મારાં પ્રધાનમંડળ વિગેરેને છચોક ગાળો દેવા માંડી.

આવી પંચાતની વખતે મારા નામિચા મિત્ર **હિલારેની** સલાહ લેવાની મને જરૂર પડી. તેનો અભિપ્રાય પૂછતાં તેણે મને મારી સભાની હજુર નીચે પ્રમાણે સૂચના કરી:—

"હે **મહાન મન્ચોઝન** સાહેબ, આ લોકોને જે એક ચીજ ખાવાથી દૂર રહેવાની કોઈ દિવસ ટેવ પડી નથી તે એકદમ બંધ કરવાની જે આજ ફરજ પાડો છો તે સઘળું ફોકટ છે. તેમને આપ સમજાવશો કે આપણો રાંધેલો ખોરાક ઘણો સારો, સ્વાદિષ્ટ હોયછે, ખાંડનો સ્વાદ ગળ્યો હોયછે, દ્રાક્ષના દારૂની લેહજત ઓરજ હોયછે, તેમાં શું વળશે. અરે, તેઓનામાં સ્વાદ શું, ગળપણ શું, દ્રાક્ષની ખૂબી શું, એ બધું જાણવાની શક્તિ તે ક્યાંથી હોય! આપના ઉમદા હેતુ વિશે તેમની ગમે તેટલી ખાતરી કરશો તોપણ તેઓ કંઈ સમજવાના નથી. તેનું કારણ આપે પેહેલાંથીજ જોર જૂલમથી એ નવો રિવાજ દાખલ કરવાનું પ્રયત્ન કર્યું તે છે. માટે એ વિચાર હાલ તુરત માંડીવાળો અને બીજેજ રસ્તે તેમની અજમાયસ કરી જૂઓ. તેટલામાટે મારો તો એવો મત છે કે તેમને જરૂર પાડવાની કે સમજાવવાની હમણા તો વાતજ છોડી દેવી. તેને બદલે જો બને તો ઇંગ્લંડથી **ફ્રુજ** નામની એક જાતની બનાવટી ચીજ મંગાવો અને તે આખા દેશમાં ઠેકાણે ઠેકાણે ભરાવી દો. આમ કરવાથી હું ધારૂંછું અને મારી ખાતરી છે કે આપણે આ બિચારા જંગલી લોકોને એ ઘાતકી રિવાજની પાછળ ઘેટાંની માફક દોરવાતા સોવસા અટકાવી શકીશું."

આ રસ્તો લેવાની દરખાસ્ત જો શરૂઆતમાં થઈ હતે તો

બધા તેની સામા પડ્યા હતે પણ હવે બધી અજમાયશ થઈ રહી ને બીજો કંઈ ઇલાજ રહ્યો નહોતો તેથી એ સૂચના એક મતે બધાએ ઉંચકી લીધી, પછી તેમાં ફતેહ મળશે કે નહીં અને મળશે તો તે કેવી રીતે તેનો કંઈજ વિચાર કીધો નહોતો. તેમ છતાં એ પણ એક સૂચના હતી તેથી તેઓએ તે કબૂલ રાખી. મને તો મારા મિત્ર **હિલેરો**ના બોલેબોલપર ભરોસો હતો, કારણ મનુષ્ય જાતિનું એનામાં ઘણું જ્ઞાન હતું અને તેમનાં ભલાંને માટે તેમને કેવી રીતે સમજાવવા તેની ખાસ શક્તિ એનામાં હતી. તે પરથી **હિલેરો**ની સલાહને બરોબર માન્ય આપીને મેં તરતજ ચાર માણસને એક બલૂનમાં બેસાડીને **ગુડહોપ**ની ભૂ-શિર એક કાગળ આપી આવવાને રવાના કર્યાં. તે કાગળમાં એટલુંજ લખ્યું હતું કે ઇંગ્લંડથી પહેલી જોગવાઇએ થોડાં વ-હાણ ભરીને **ફૂજ** મોકલી દો.

આ વખતે આખું શેહેર ઉથલપાથલ થઈ રહ્યું હતું, દરેક આ-દમી બડબડતું માલમ પડતું હતું. લોકોની મરજીમાં આવે તેમ મને ગાળો આપતા તથા મારી રાજનીતિને વખોડી કાઢતા હતા. હું જે બધું કરતો હતો તે તેમનાં ભલાંને અર્થેજ હતું તે તેઓ નજરે જોતા હતા ને તેમની ખાતરી થતી હતી છતાં તેઓ તેમાં આડે આવતા હતા.

**બેરન મન્ચોઝન**ની બુદ્ધિ એવી તો તિક્ષણ હતી કે કોઈ તેને મજાકમાં પણ કંઈ તાનો મારતું તો તે તે સમજી શકતા. એક વખત મારાં સઘળાં કામોને વખોડી કાઢવાને એક મોટી જાહેર સભા મળી હતી તે વખતે હું ત્યાં જઇ ચઢ્યો, અને મારા મોટા ઓદ્ધાની હદમાં રહીને મેં એવું તો અસરકારક ભાષણ કર્યું કે બ-ધાની લાગણી મારી તરફ દોરવાઈ. મેં તેમની ખાતરી કરી

આપી કે બધાનું ભલું કરવા શિવાય મારો બીજો કંઇજ હેતુ નથી. હું જે પગલાં ભરૂંછું તે ગમે તેટલાં તમને ખોટાં લાગેછે પણ તેમાં સાર્વજનિક હિત શિવાય બીજો કંઈ પણ મુદ્દો તેમા સમાયલો નથી વિગેરે વિગેરે હું ત્યાં ઘણું બોલ્યો. એ વખતે મારા મિત્ર **હિલેરો**નું મન ઘણું દુખાયું. તે મારી સામા ટગર મગર જોયા કરતો હતો. ઈસારતમાં મને હદબહારજતાં અટકાવતો હતો, પણ મારામાં જે બોલવાનો જુસ્સો આવી ગયલો તેથી હું કંઈ સમજ્યોજ નહીં. એક ક્ષણમાં જાણે આકાશમાંથી આ મારૂં ભાષણ સાંભળીને મને ટેકો આપવાને અમીર ઉમરાવો મારી આગળ આવી પહોંચ્યા હોય એમ મને લાગ્યું. જેમ જેમ મારા સારા હેતુને માટે વિચાર કરૂં, જેમ જેમ મારી નમ્રતા અને સારા સ્વભાવનો તેઓ ખોટો લાભ લેતા મને જણાયા, તેમ તેમ મને વધારે લાગવા માડયું અને મારો પિત્તો ઉકળી જવાથી વધારે ઝડપમાં ને જોસ્સામાં મારાથી બોલાતું ગયું. આખરે બહુજ થઈ ગયું ત્યારે મારી આંખમાં ઝળઝળીયાં ભરાઈ આવ્યાં. એ જોઇને **હિલેરો**એ મને કહ્યું કે ' એશું કરોછો ! નાદાન છો કે શું ! ' ત્યારે મેં તેને એટલોજ જવાબ દીધો કે અરે, બેશક હવે મારી રાજનીતિ ઘણી વખોડાઈ ગઈ, ને મારી બધી મહેનત પાણીમાં ગઈ છે.

આ વાતને થોડા દિવસ થયા નહીં એટલામાં તો એક દહાડો સવારે મારા હાથમાં મારી વગોવાયલી રાજનીતિના સંબંધમાં એટલાં બધાં લખાણો આવી પડ્યાં કે હવે મારે શું કરવું તે કંઈ મને સૂઝે નહીં. એટલામાં **હિલેરો** ઓચિંતો મારાં દિવાન ખાનાંમાં આવી ચઢ્યો તેને જોઈને તેની સામા જઈને મેં કહ્યું "જોની આ, **હિલેરો**!—આ બધું મારાથી કેમ ખમાય? મારે તેમને હવે કેમ રીઝવવાં તે કંઈ મને સૂઝતું નથી. મારાથી આ

બધું હવે સેહવાતું નથી. માટે હું તો રાજ્ય છોડીને ચાલ્યો જાઉંછું. કેવી ખોટી ખોટી અફ્‌વાઓ—કેવી ગુલત અટકળોઃ બસ હું તો હવે રાજ છોડીને ચાલ્યોજ જવાનો—પછી તેઓને ખબર પડશે ને તેઓ મને યાદ કરશે!”

એપરથી **હિલેરોએ** મને જવાબ દીધો, “જાઓ મારા સાહેબ, એટલા બધા તે શું ગભરાઈ જાઓછો?” આ સાંભળીને મારાપર જાણે જાદુના જેવી અસર થઈ ગઇ! કારણ કે **હિલેરો** કેટલો બધો અનૂભવી, કેટલો દૃઢ અને અક્કલબાજ હતો તેની મારી ખાતરી થઈ હતી, તેણે કહ્યું કે “આપણે જે ફ્રુજ ઇંગ્લંડથી મંગાવ્યું હતું તેનાં ત્રણ વહાણો હમણાંજ **ગુડહોપ**ની ભૂશિર આગળ આવી પહોંચ્યાં છે. હવે કંઇવાર નથી માટે તેને એકદમ અહીંઆં મંગાવી લો અને આખાં રાજ્યની મોટી મોટી કોઠારો હોય તેમાં ભરાવી દો.”

---

## પ્રકરણ ૨૮ મું.

થોડા વખત પછી સરકારી ગેઝેટમાં તથા રાજ્યનાં સઘળાં પત્રોમાં મેં એવી જાહેર ખબર આપી કે “રાજ્યની સઘળી કોઠારોમાં કંઇક અમૂક કામને સારૂ ફ્રુજ વેહેંચી રાખવામાં આવ્યું છે, પણ અહીંઆના લોકોએ **યૂરોપ**ની સઘળી ખાવાની ચીજને માટે ઘણો અણગમો બતાવ્યો છે માટે જે કોઈ અમલદાર, નોકર વિગેરેના કબ્જામાં એવી કોઠારો સોંપવામાં આવી હોય તેમાનું કોઈપણ હમારા હૂકમ વગર એ ફ્રુજ કોઇને આપશે, વેચશે અથવા કોઇ મારફતે વેચાવશે તો તેને ભારેમાં ભારે સજા કરવામાં આવશે.”

આ જાહેર ખબરથી સારાં રાજ્યમાં ઘણી ચકચાર ચાલી રહી. કોઇ સ્ત્રી પૂછે કે અલ્યા શેઠ, ફૂજ શું છે તે તમે જાણોછો? તે જવાબ દેછે, "શું, ફૂજ! નહીં. ફૂજ તે શું!" ત્યારે પેલી સ્ત્રી જરા ખુલાસો કરીને કહેછે કે "આપણાં આખાં રાજ્યમાં મુખ્ય કોઠારોમાં જે ચીજનો મોટો જથો વેહેંચવામાં આવ્યોછે ને તેનાપર પેહેરા ચોકી રાખીને જે માણસ કોઈને તેમાંથી જરા પણ આપે અથવા વેચે તો તેને ઘણી સખત સજા થશે, તે ફૂજ. હવે સમજ્યા?" ત્યારે પેલા શેઠ જવાબ દેછે કે "વળી એ તે કેવી અજાએબ ચીજ હશે! ને વળી તે પણ કોઈને આપવાની મના કરેલી છે! એનું શું કારણ હશે! અલ્યાં બેહેન, તમે જાણોછો? એ શું હશે! અરે મેહેરબાન, તમને કંઈ ખબર! કેવી તાજુબીની વાત કે એ શું છે તે કોઈનેજ ખબર નથી!"

આ સંબંધી પૂછપરછ કેટલાક દિવસ સુધી ચાલ્યા કરી. સવારથી સાંજ સુધી જ્યાં જઈએ ત્યાં ફૂજ ને ફૂજનીજ વાત ચાલી રહી હતી. રાતે પણ ત્યાંની બધી સ્ત્રીઓને ફૂજનાંજ સ્વમાં આવતાં હતાં.

સવારમાં બિછાના પરથી ઉઠીને આરસી આગળ જઈને પોતાના બાલ બરોબર કરતાં કરતાં પણ એક સ્ત્રી સમખાઈને પોતાની બેહેન પણીને કહેતી હતી કે જો મને કોઈ પેલી ફૂજ ચીજ શું છે તે કહે તો તેને હું તે જે માગે તે આપું. ત્યારે પેલી બેહેન પણી તેને કહેછે કે અલી બેહેન, મને તો ગઇ સારી રાત ફૂજનાં સ્વમાં આવ્યાં હતાં. રાતમાં એક વખત મારા સ્વામિએ મારો હાથ લઈને પોતાની છાતી સાથે દાબ્યો ત્યારે મેં તે ગુસ્સામાં છટકાવી દીધો. તે વખતે એમ કરવાનું કારણ શું તે જાણવવાને તેણે મારા કાલાવાલા કરવા માંડ્યા તેપરથી મેં તેને જવાબ દીધો કે

ફૂજ એ શું ચીજ છે તે મને કહો અથવા લાવી આપો તોજ તમારી તરફ હું જોઉં, નહીં તો જોનારજ નથી. તે ચીજ જ્યાં સુધી તમારાથી પેદા થાય નહીં ત્યાં સુધી તમે મારી પાસે આવશોજ નહીં. આપરથી તેણે પોતાના સમખાઈને મને કહ્યું કે તારી ખાતર એ ચીજને માટે આખી દુનિયાપર ભટકીને કોઈ પણ જોખમે તે હું શોધી લાવુંછું.

ત્યાંના અમીર, ઉમરાવો પણ લોહીનો દારૂ પીવાને એકઠા મળીને બેસતા તે વખતે ફૂજ શિવાય બીજી કંઇજ વાત કરતા નહીં. તે જાણવાને માટે સ્ત્રી, પુરૂષ, છોકરાં બધાં ગાંડાં થઈ ગયાં હતાં. તેનો જાણે બધાં ને એક જાતનો તાવ આવ્યો હતો અને તેની અકસીર દવા ફૂજ શિવાય બીજી કંઈજ નહોતી.

ત્યાર પછી ધીમે ધીમે તેઓની ખાતરી થતી ગઈ કે આટલી બધી ચોકસાઇથી તે ચીજને ભરી રાખવામાં આવી છે ને આપણા હાથમાં આવવા દેવાને સખત મના કરેલી છે તેનું કંઈ આપણા લાભને માટેજ ખાસ કારણ હશે. દરેક શેહેરી સભા તથા મંડળી તરફથી તેમજ આખાં રાજ્યની પ્રજા તરફથી મને હજારો અરજીઓ થવા માંડી. દરેક જીલ્લાની પ્રજાએ પાર્લમેન્ટમાંના પોતાના પ્રતિનિધીને ફરજ પાડી તેપરથી આખી પાર્લમેન્ટ તરફથી મને એક અરજી થઈ, તેમાં તેઓએ જણાવ્યું હતું કે જો પ્રજાની હાલની હાલતપર ધ્યાન આપીને તેમને ફૂજ આપવાને માટે હુકમ ફરમાવશો તો ઠીક, નહીં તો મોટાં ભયંકર પરિણામ નીપજશે એવી બીક રહેછે. મારા ખાસ સલાહકારોએ આપરથી મારી ઘણી આજીજી કરી, તેનાપર પણ મેં કંઈ ધ્યાન આપ્યું નહીં. જ્યાં ત્યાં તે જાણવાની જીજ્ઞાસા ફેલાઈ રહી હતી, તેમાં મારી રાજનીતિ વખોડવાનું તો હવે બધા ભૂ-

લીજ ગયા હતા. રાજ્યની મોટી મોટી સભાઓ પણ એ શિવાય બીજો કંઇજ વિચાર કરતી નહોતી. નવા ધારા ઘડવાને તથા જૂનામાં સૂધારો કરવાને બદલે તેઓ **ફુજ** વિશેજ તકરારો તથા દલીલો કર્યા કરતા હતા.

ટુંકાણમાં એટલુંજ કહેવાનું કે આનો નીવેડો એ આવ્યો કે પ્રજાની અધીરાઈ ઘણી વધી ગઇ ને તેઓ એકી વખતે હુલ્લડ તોફાન કરીને આખાં રાજ્યમાંની સઘળી કોઠારો જોર જૂલમથી ઉઘાડીને તેમાંનું બધું **ફુજ** લૂટી લઈ ગયા. એ તેઓને આટલો વખત તલપાવ્યા તેથી, કે મોટી જીજ્ઞાસાને લીધે, અથવા તો તે લોકોની એવીજ પ્રકૃતિ હશે તેથી—શા કારણથી હશે તે હું કહી શકતો નથી પણ—તેઓને ઘણોજ સવાદદાર લાગ્યો. આથી તેઓ ખુશીખા ખુશી થઈ ગયા, સંતોષ પામ્યા અને મારી વાહવાહ કેહેવા લાગ્યા.

આ **ફુજ** નો તેઓને ઘણો સ્વાદ લાગેલો માલમ પડવાથી મેં **ઇંગ્લંડ**થી બીજાં બમણાં વહાણો ભરાવી મંગાવ્યાં ને તેને સઘળે ઠેકાણે ઘણી સાવચેતીથી ભરાવી રાખ્યું. આ પ્રમાણે તે લોકોનો પ્યાર મારાપર પાછો બંધાતો ગયો, ત્યારથી તેઓએ મને માન આપવા માડયું અને મારી રાજનીતિનાં પહેલાં કરતાં બમણાં વખાણ કરવા માડ્યાં.

---

## પ્રકરણ ૨૯ મું.

આવી રીતે સઘળી રૈયતનાં મનનું સમાધાન થયું એટલે મારા નામિચા મિત્ર **હિલેરોએ** મને કહ્યું કે **મહાન બેરન** સાહેબ, આ લોકોને આપણી નજરમાં આવે તે કામે લગાડવાનો હવે

વખત આપ્યો છે, માટે તેમને બીજો કંઈ વિચાર કરવાનો વખત આપ્યા શિવાય એકદમ કામે લગાડી દો." એપરથી દુનિયામાં કોઈ ઠેકાણે નહીં બન્યું હોય એવું મોટું બાંધકામ ઉઠાવવાનો મેં નિશ્ચય કરીને **આફ્રિકા** થી તે **ગ્રેટબ્રિટન** સુધી એક મોટો ઝૂલતો **પૂલ** બાંધવામાં બધાને કામે લગાડી દીધા. તે વખતે **ફ્રુજ** વિગેરે મન માનતો ખોરાક તેમને પુષ્કળ આપ્યો એ-ટલે તેઓએ ખુશીથી ઘોડાની માફક કામ કરવા માંડ્યું. **એ બીલન**નો સાત માઇલ ઉંચો મિનારો અથવા તો **ચીન**ની મોટી દિવાલો તો જાણે આ પૂલની ઉંચાઈ આગળ એક બચ્ચાં જેવાં જણાતાં હતાં. એ અદ્ભુત પૂલ તેઓએ ઘણાજ થોડા વ-ખતમાં તૈયાર કરી દીધો. તેની અતીશય ઉંચાઇના પ્રમાણમાં ઢોળાવ એટલો થોડો રાખવામાં આવ્યો હતો કે તેનાપર તોપની ગાડીઓ, જાનવરો વિગેરે ઘણી સેહેલાઇથી ચઢી શકતાં હતાં. તેનો દેખાવ જાણે આકાશમાં ધનુષ્યબાણ દોરાયું હોય તેવો જ-ણાતો હતો. તેનો ઢોળાવ **આફ્રિકા**થી શરૂ થઇને **ગ્રેટબ્રિટન**માં પૂરો થતો હતો. તેમાં કડીયા, સુથાર, લુહાર વિગેરેની જે કા-રીગરી વાપરવામાં આવી હતી તેના જેવી તો આજ દીન સુ-ધીમાં કોઈ દિવસ જોવામાં આવી નથી તેમ આવવાની પણ નથી. એ પૂલનો મધ્યભાગ તૈયાર કરતાં તેઓને એટલી બધી મૂશ્કેલી પડી હતી કે તે કોઈ સાધારણ અક્કલનો માણસ તો નહીંજ દૂર કરી શકે. તેમાં મોટામાં મોટી એ મૂશ્કેલી પડી હતી કે એ પૂલથી જમીન કરતાં આકાશ વધારે પાસે હતું, તેથી કરીને તેનાપર ચણેલા પથ્થરો વિગેરેનું આકર્ષણ જમીન કરતાં ચંદ્ર તરફ વધારે થતું હતું તેથી કરીને કોઈ કોઈ વખતે તેપરના પથ્થરો વિગેરે ઉપર ઉંચકાઈ જતા જણાતા હતા. આથી મને




આફ્રિકાથી ઈંગ્લંડ સુધીનો મોટો પૂલ

લાગ્યું કે આમ જો હંમેશાં થયા કરે તો મારો આવો નમૂનાદાર અને આટલી મેહેનતે તૈયાર કરેલો પૂલ ધૂળધાણી થઈ જશે તેથી તેમાટે મેં એક ખાસ તદબીર કરી. તે એ કે મારા કારીગરોને પાંચસો સાતસો બુઠ્ઠાં અનાડી માણસોનાં માથાં લાવી આપ્યાં ને તેમને તે મોટી કમાનના તળેના ભાગપર છેટે છેટે જડી દેવાનું ફરમાવ્યું, તેને લીધે પેલી કમાનો બરોબર ઠેકાણે રહી અને ત્યારથી તેનાપર જમીન તરફનું વધારે આકર્ષણ રહ્યું. આ તદબીર રચવાનું કારણ એટલુંજ કે બુઠ્ઠાઓની ખોપરીનું આકર્ષણ જમીન તરફ વધારે રહેછે.

આવી રીતે તે પૂલ તૈયાર થયા પછી તેની કમાનની વચ્ચોવચ ટોચ ઉપર એવા મોટા અક્ષરમાં એક લેખ કોતરાવ્યો કે પૂર્વ અથવા પશ્ચિમ તરફ હંકરાતાં સઘળાં વહાણો ગમે તેટલે દૂરથી તે બરોબર વાંચી શકે. તેપર નીચે પ્રમાણે કોતરાવ્યું હતું:—
"જ્યાં સુધી આ રાજ ઇંગ્લંડને તાબે રહેશે ત્યાં સુધી આ પૂલ ઉભો રહેશે અને ત્યાંજ સુધી અહીંઆંના લોકો સુખી હોશે. ચંદ્રમા પોતાની હાલની ગતિમાંથી ખસીને પાસે આવીને એની અંદર જડેલી ખોપરીનું પોતાની તરફ આકર્ષણ નહીં કરે (કે જે બનવું બીલકુલ અશક્ય છે) ત્યાં સુધી આખી દુનિયાનું એનાપર જોર વપરાશે તોપણ તે પડવાનો નથી."

આ પ્રમાણે **આફ્રિકા** અને **ગ્રેટબ્રિટન** વચ્ચે રસ્તો થયો એટલે સેંકડો લોકોએ આવજા કરવા માંડી અને મારી સૂચનાથી સરકારે એ રસ્તે ઘોડાના ટાંગાઓ ભાડે દોડાવવા માંડ્યા તેથી બધાને વધારે સવળતા થઇ પડી. મારી મરજી પ્રમાણે ત્યાંનાં રાજ્યમાં ઘટતા સુધારા કર્યા પછી મે જોયું કે મારી સામા ઇંગ્લંડમાં ઘણા દુશ્મનો થયા છે એટલે મેં અહીંઆંથી રાજીનામું

મોકલી આપ્યું તે ત્યાંની સરકારે ઘણી દલગીરી સાથે કબુલ રાખ્યું, તેપરથી હું મારાં જૂનાં **ઇંગ્લંડ**માં પેલા મારા નવા બંધાવેલા પૂલને રસ્તે પાછો જવાને નીકળ્યો. તે વખતે ત્યાંના લોકોને મારા હંમેશના વિયોગથી ઘણું લાગ્યું, છતાં ઉપડતી વખતે મને વાહ વાહના પોકારમાં બધાએ વધાવી લીધો. એ વેળાએ મારી સાથે મારા પેહેલાનાજ **ગોગ, મેગોગ, સ્ફિન્કસ** જાતનું રાક્ષસી જાનવર વિગેરે હતાં. પૂલની બંને બાજુએ ઝાડોની હાર આવી રહી હતી. તે ઉપર જાત જાતનાં ફૂલનાં આરકાંઓ બનાવી દઇને તેમાં ગાળે ગાળે રંગ બેરંગી દીવા ગોઠવી દીધા હતા. આવી મઝામાં હમે હમારો રસ્તો ઘણી ઝડપમાં કાપતા ચાલ્યા અને થોડીવારમાં પેલા પૂલની બરોબર વચમાં આવી પહોંચ્યા. ત્યાંથી નીચેનો દેખાવ ઘણો રમણીય લાગતો હતો, તથા શેહેરો, સમુદ્રો અને ટાપુઓની રચના જોવાની ખૂબ રમૂજ પડતી હતી. ત્યાંથી **આફ્રિકાખંડ**નો રંગ બદામી જેવો માલમ પડતો હતો; **સ્પેન**ની ધરતી બધે અનાજનાં ખેતરોથી પથરાઈ રહેલી હતી તેથી પીળાશપર જણાતી હતી; **ફ્રાન્સ** ભૂરાશપર જણાતું હતું અને **ઇંગ્લંડ**ની ધરતી ઘણીજ લીલી તથા રળીઆમણી દેખાતી હતી, તે જોઈને આંખને ઘણીજ થંડક વળતી હતી. આ પ્રમાણે કુદરતી રચના જોતો જોતો હું ચાલ્યો જતો હતો તે વખતે એક જંગી ઘોડાપર બખતર પહેરીને તથા હાથમાં ભાલો લઈને બેઠેલાં કોઈ માણસને હમારી તરફ આવતું મેં જોયું. ખાતરી કરવાને મારાં દુર્બિનમાંથી જોઉંછું તો માલમ પડ્યું કે તે **ડોન ક્વિકઝોટ** હતો તેને જોઇને આપણે તો ઘણા ખુશી થઇ ગયા.



## પ્રકરણ ૩૦ મું.

આ **ડાન કિવકઝોટ** સાહેબ પોતાના ઘોડાપર બેસીને મારી સામા આવીને મને પૂછેછે કે "તું કોણ છે? બોલ, નહીંતો આ મારી તૂરાઈ વગાડીશ કે તેના અવાજથીજ તારા રથ માણસ વિગેરે સઘળાંનો નાશ થઈ જશે!"

આવાં તિરસ્કાર ભરેલાં વચન સાંભળી મારૂં **સ્ફિન્કસ** એકદમ અટક્યું, ગોધાઓએ બરાડવા માડયું ને કંસારીએ બ્હીકના અવાજમાં આસપાસ બધે ગજાવી મૂક્યું, પણ મારા **ગોગ** તથા **મેગોગ** તો લાગલા આગળ ધસી આવ્યા. આ બે બહાદુર નરોમાંના એકના હાથમાં એક મોટી કાઠી હતી, તેને છેડે બે ફીટ લાંબી દોરીથી તીણી આર વાળો મોટો લોઢાંનો ગોળો લટકાવેલો હતો તે લઇ તેની સામા જઇને બોલ્યો.

"અરે નિર્લજ માણુસ! તું મોટું લોઢાંનું બખ્તર પેહેરીને હમારી સામા આવીને મહાન **મન્ચોઝન**ને જતા અટકાવવા માગેછે? યાદ રાખ કે વધારે ગડબડ કરી તો આ મારાં જબરાં હથિયારથી એક ક્ષણુમાં તને મારા પગ તળે કચડી નાખીશ."

આનો જવાબ **ડાન કિવકઝોટે** તેટલાજ જુસ્સામાં મને આ પ્રમાણે આપ્યોઃ—"હે રાક્ષસ! ભૂત, પિશાચ, કંસારી, ગોધા વિગેરેના ભયંકર તુરંગી સરદાર! તું ખાતરી રાખજે કે આ આસમાની રંગનાં આકાશ નીચે તારી બધી સાચવટ અને જોર હમણા તને બતાવું છું."

આટલું બોલીને તે પોતાનો મોટો ભાલો તાકીને મારાપર ધસી આવતો હતો, એટલામાં તેના ઘોડાની પૂછડી તળે કોઇએ કાંટા

ભેરવી દેવાથી તેણે ચારે પગે કૂદવા માડયું ને પેલા બહાદુરખાંને ધબ દઇને જમીનપર ફેંકી દીધા.

એજ વખતે મારા ગોગ અને મેગોગની ટોપીઓમાંથી એકે સામટા દશ હજાર દેડકાઓ નીકળી આવ્યા ને પેલા બહાદુર નાઇટ સાહેબનાપર જોસ્સામાં તૂટીને તેને આખે ડીલે વળગી પડ્યા ને ત્રાહે ત્રાહે પોકરાવી.

એ વખતે પેલો નાઇટ ઘણો ખીજવાઇને બોલ્યો "અરે નીચ નાસ્તિકો! તમે તમારૂં મોં સંતાડો! તમારા જેવી આવી લુચ્ચાઈ તો જાદુગર અથવા ભૂત પણ ભાગ્યેજ કરે. આવી નીચ રીતે તદબીર કરીને હરાવવાનું કામ તો તમારા જેવા હલકટ બીહકણ શિવાય બીજું કોઈજ ન કરે. અરે પરમેશ્વર! તું મારી સહાયતાએ આવ અને આ હરામખોરોનો નાશ કર. આ લુચ્ચાઓ મારી નિશ્કલંક કીર્તિનો આજે ભંગ કરવા માગેછે. બહાદુરીથી લડવાનો વખત વહી ગયો છે અને તેથીજ યૂરોપની કીર્તિ હવે નાશ પામી છે!"

આટલું તે બોલી રહ્યો કે તરતજ લોર્ડ વ્હીટીંગટન પોતાનું પુરાતન કાળનું બખતર તથા જૂની ટોપી પહેરીને રાતા પીળા રંગના વાવટા નિશાનથી ચકચકીત થઈ રહેલું લશ્કર લઈને આવી પહોંચ્યો. એક ક્ષણમાં જાણે આકાશમાંથી કરાંનો વરસાદ વરસતો હોય તથા વીજળીનો ભારે ગડગડાટ થતો હોય તેમ બધે ટોટા, ફટાકા, હવાઈ વિગેરેના ધડાકા ભડાકા થઈ રહ્યા. આથી પેલા દેડકાઓ ઘણા ભયભીત થઈ ગયા ને અત્યાર સુધી મોટે સાદે પેલો નાઇટ જે શિખામણ દેતો હતો તે સાંભળતા નહોતા તે હવે ચૂપ થઈને તેણે જે કહ્યું તે મૂગા મૂગા સાંભળ્યા કીધું. એપરથી તે બોલ્યો કે "હે ભૂત, પિશાચ, ભયંકર

રાક્ષસો, દેડકાઓ અથવા જે કોઈ જાદુના આવેશમાં હોય તે બધા આ સુલેહના શબ્દો સાંભળો." એમ કહીને પોતાના ચોપદારને તે મોટેથી વાંચી સંભળાવવાનો હુકમ કીધો. એથી બધા તો જેવા જડભરત થઈ ગયા પણ મારા બહાદુર **ગોગ** અને **મેગોગ** જેના હાથમાં હુવાથી ભરેલી કોથળી લટકાવેલી બે ડાંગો હતી તે તો હજુ ધમધમાટ કરીજ રહ્યા હતા, તેને પણ તેણે નીચે પ્રમાણે કહ્યું:—હે નામિચા **ગોગ** અને **મેગોગ**! શું બેટા, તમારો જે એક વખતે સરદાર અને બાપ જેવો હતો તથા હવે એક મિત્ર સમાન છે તેનાપર તમે હાથ ઉપાડશો? આવાં નીચ હથિયારથી હમારી ઇજ્જત આબરૂપર હુમલો કરશો? માટે તમારો રોષ હવે ઉતારીને કુસંપનો અંત આણો અને હતા તેવા પાછા વફાદાર થઇ જાઓ. હે મિત્રો, મેં તમને કેવી કેવી જ્યાફતો આપી છે તેનો વિચાર કરો. નાનપણમાં મેં તમને કેટલું સુખ આપ્યું છે તે યાદ કરો, અને તેને હવે આ "**મન્ચોઝન**ની નોકરીમાં રહીને ટાઢ, તડકા, સમુદ્ર વિગેરેમાં હંમેશાં એક ગુલામની માફક નોકરી કરવી પડેછે અને જાણે જમીનપર કંઈ લોકોપયોગી કામ કરવાનું નહીં રહ્યું હોય તેમ બલૂનની માફક ઉંચે અધ્ધર હવામાં મુસાફરી કરીને, એક ધનુષ્ય બાણુની માફક **આફ્રિકા** અને ઇંગ્લંડ વચ્ચે પૂલ બંધાવવા વિગેરે કામમાં તમને જે અથાગ મહેનત તથા દુઃખ તે આપેછે તેની સાથે સરખાવી જૂઓ. હે મિત્રો, તમારા આવા એક ખરેખરા સરદારને છોડીને **લોર્ડ મન્ચોઝન** જેવા જરમનની તાબેદારી તમારે શા માટે ઉઠાવવી જોઈએ. ઘણું કરશે તો તમારી મેહેનતના બદલામાં તે તમને થોડા થોડા **ફ્રજ** આ-

શેપ, અને નહીંતો ઉલટાં તમારાં માથાં ઉડાવી દેશે. માટે હે શાણા ભાઇઓ, હવે સમાધાન કરી દો."

આ પ્રમાણે **વ્હીટીંગટને** કહ્યું કે તરતજ પેલા બહાદુર લડવૈયાઓએ સલાહ સંપની નિશાની તરીકે પોતાનાં હથિયાર નીચાં નમાવ્યાં ને તેમના હાથમાં હવાથી ભરેલી જે કોથળીઓ હતી તેને જમીનપર ફેંકી દીધી, તે ફાટી જતાં એટલો મોટો તો અવાજ થયો કે જાણે આકાશમાં વરસાદની ગર્જનાજ થઈ હોય.

આવી રીતે મારા બંને યોદ્ધાઓને પણ પોતાની તરફ લઇ લીધા. પછી ઘોડાપર સવાર થઈને તે મારા ગોધાનાં લશ્કરની સામા આવ્યો અને તેમનાં માથાંપર જે કંસારીઓ બેઠી હતી તેમને દમ આપવા માડયો. એજ વખતે **વ્હીટીંગટને** મારા **ગોગ મેગોગ**ના જોરની હુંફપર કૂદતા કૂદતા આગળ આવીને પોતાની જાદુઇ લાકડી મારા બધા દેડકા જેઓ અત્યાર સુધી મૂગા મૂગા બેસી રહ્યા હતા તેઓનાં માથાંપર અડકાડી એટલે સલામતીના અવાજમાં તેઓએ ડેંડું કરવા માડયું ને પછી તે બધું લશ્કર મારી સામા આવ્યું.

મારૂં રાક્ષસી **સ્ફિન્કસ** જે અત્યાર સુધી બીહકણુ થઈને બેસી રહ્યું હતું તેણે પોતાની સામા **ગોગ, મેગોગ, કિવકઓટ** વિગેરેનું લશ્કર આવતું જોયું કે પોતાના કાન ફફડાવ્યા અને મારાં બલૂન, બોટ વિગેરેને ઉંધા વાળીને કૂદા કૂદ કરી મૂકી. એટલે પેલા બિચારા ગોધાએ ચીસાચીસ પાડી ને મારા રથનાં પૈડાં કડાકડ ભાંગી નાખવા માંડ્યાં. એવામાં પેલા **વ્હીટીંગટને** પોતાના ઝભ્ભામાંથી જંગલી નોળીઆંની જાતનું એક જાનવર કાઢીને મારાં જાનવરોપર છોડી મૂકયું. તેણે મારા ગોધા, કંસારી વિગેરેને ત્રાહે ત્રાહે પોકરાવી, પણ મારો **જોન બુલ** નામનો જે

બહાદુર ગોધો હતો તેણે તેની સામા ખરી ટક્કર લીધી. એ વખતે **વ્હીટીંગટને** આગળ આવીને પોતાનાં લશ્કરને હિંમત આપવાને કહ્યું કે "હે મારા મિત્રો અને લડવૈયાઓ, તમે જૂઓ છો શું, તૂટી પડો એકદમ આપણા દુશ્મન ઉપર." એમ કહીને પોતાની મોટી જાદુઈ લાકડી દરેક ગોધાનાં માથાંપર ઠોકતો ઠોકતો ચાલ્યો એટલે બધાં પ્રાણીના જીવ નીકળી જવા માડ્યા, એટલામાં મેં શું કર્યું કે મારાં લડતાં લડતાં મરી જતાં લશ્કરની આગળ આવીને હિંમત ધરીને આસપાસ બધે જોવા માડયું અને ધીમે રહીને મારા હાથમાં ફ્રૂજ જે રાખી મૂક્યું હતું તે પેલાં સામાવાળાં લશ્કર ઉપર વેરી નાખ્યું એટલે બધાઓ કોણ જાણે લડવાનું તો કયાં ભૂલી ગયા પણ ઉલટું ટપોટપ પેલું ફ્રૂજ એક બીજાના હાથમાંથી ઝૂટવીને ખાવા મંડી પડ્યા, અને થોડી વારમાં બધાનો એક બીજા પરનો દ્વેષભાવ ઉતરી ગયો ને પાછા સઘળા એક ભાઈઓ જેવા થઈ ગયા. આવી તદબીરથી મેં આ મહાભારત ઝગડાનો અંત આણ્યો.

---

## પ્રકરણ ૩૧ મું.

આવી રીતે ઇંગ્લંડમાં એકવાર ફરીથી ફતેહમંદ થઇને હું પાછો સહીસલામત આવ્યો તે જોઇને બધા ઘણાજ ખુશી થયા ને મારાં માન ખાતર આખાં શેહેરમાં રોશનીની ઝળાં ઝળાં થઇ રહી. મારાં સાહસ કામોની મેં વિગત કહેવા માડી તે સાંભળીને મારાં એટલાં તો વખાણ થવા માડ્યાં કે બહાર ગામથી પણ હજારો લોકો મને મળવાને તથા મુબારક બાદી આપવાને આવ્યા હતા. આ વખતે થઈ રહેલી ધામધૂમમાં જે ખાસ વાજીંત્રો તૈયાર કરીને વગાડવામાં આવતાં હતાં તે જોઇને બધા અજા-

એબ પામતા હતા. તે એ હતાં કે મારા **ગોગ** તથા **મેગોગને** **વિન્ડઝર**નો મિનારો લઇને તેની પડઘમ બનાવવાનો મેં હૂકમ આપ્યો હતો. તેને માટે તેઓએ એક મોટા હાથીનું ચામડું તૈયાર કર્યું અને તેને પેલા મિનારાની આસપાસ જે દિવાલ હતી તેપર બધે જડી દઇને તેને એક મોટી પડઘમની માફક વગાડવા માડી.

આની સાથે કંઇ વાજીંત્ર જોઈએ તેને માટે બીજાએ **ગીલ્ડહોલ** તથા **વેસ્ટમિન્સ્ટર એબે** એ બંને મઠને લઇને તેમને ઉંધા કરી નાખ્યા, એટલે કે તેનાં છાપરાં જમીનપર અને પાયો આકાશ તરફ, એવી રીતે રાખીને તેમાં ઉપરથી તે નીચે સુધી, પોલાદ તથા પિત્તળના તારો જડી દીધા અને એક ત્રિકોણ આકારની સારંગી જેવો તેનો ઘાટ કરીને એક મોટા થાંભલા જેવા જાડા પિત્તળના સળીઆથી તેને વગાડવા મંડ્યા. ત્રીજાએ **સેન્ટપોલ**નો જે મોટો ઘૂમટ હતો તેને એક ખાલી બાટલીની માફક ઉંચકી લીધો ને તેમાં ઉપરથી દાંતે વતી એક ફાટ પાડી, તેને પોતાના હોઠ લગાડી વગાડવા માડ્યો તો તેનો અવાજ આબેહૂબ આપણી તૂરાઈ જેવો લાગ્યો.

આપ્રમાણે રમત ગમત ચાલી રહી હતી તે વખતે **લેડીમાઇલ્ડ**ને લઇને હું મારા બાગમાં ફરતો હતો. એ બાઈ સાહેબનાં પેહેરેલાં કપડાંનો ભપકો ઓરજ હતો. આમ તેમ કેટલીક વાતચીત કીધા પછી તેણે મારી મુસાફરી વિશે પૂછવા માડ્યું, તેનો મેં જે તેને ખરો હેવાલ કહ્યો તે સાંભળીને તે તો છકજ થઈ ગઈ. વાતમાં ને વાતમાં તે મને પૂછેછે કે "મારા વહાલા **બેરન**, તમે **નાએગ્રા**ના ધોધ જોઈ આવ્યાછો?" મેં જવાબ દીધો "હા, પ્યારાં બાનુ, હું ત્યાં ઘણાં વરસપર ગયો હતો, ને તેમાં આ છેડાથી પેલા છેડા સુધી ઘણી સેહેલથી તરી પણ આ-

વ્યો હતો." એ વખતે તેના હાથમાંથી ગુલાબનાં ફૂલની કળીની કલગી પડી ગઈ હે મેં ઉંચકીને તેને પાછી આપી ત્યારે મને તે કહેછે કે "હવે એમાં કંઇ બહુ માલ રહ્યો નથી. મારા પ્યારા બેરન, હું ખાતરીથી કહુંછું કે હું જો હમણાં સોળ વરસની હતે ને તે વખતે આ કળી ફૂલનો ગોટો મારી છાતીપર ખોસ્યો હતે તો તે શોભતે, પણ હવે તો હું પચીસ વરસની થઈ એટલે તો મને હવે પૂરૂં પાકી ગયલુંજ ગુલાબનું ફૂલ શોભે." ત્યાર પછી મેં તેણીને પૂછ્યું, કે પ્યારાં બાનુ, તમને આ ગાયન પ્રસન પડે છે કે કેમ. ત્યારે તેનો જવાબ દેતાં મારી ખાંધપર હાથ મૂકીને મને કહેછે કે "અરે એમાં તે શું માલ બળ્યો છે? હમારા દેશનાં વાજંત્રો તથા રાગ રાગણી સાંભળો ત્યારે તમારી ખાતરી થાય કે તેની આગળ આતો કંઈજ હિસાબમાં નથી. આપ્રમાણે વાતચીત થયા પછી પેલાં બાઈસાહેબ થોડીવારે ગાડીમાં બેસીને પોતાને ઘેર સદ્દી ગયાં.

---

## પ્રકરણ ૩૨ મું.

આવી રીતે ઈંગ્લંડમાં મોજ મજાહ મારવામાં થોડાદિવસ તો ગયા નહીં, એટલામાં ગોગ્, મેગોગ, સ્ફિન્કસસ, હિલેરો, લોર્ડ વ્હીટીંગટન વિગેરે વચ્ચેનો મોટો કજીયો ઉભો થયો. ત્યાંના સઘળા ધારાના હિમાયતીઓને એ બાબતમાં દરેક બાજુ તરફથી રોકવામાં આવ્યા, ને તેઓએ ઘરમેળે તે કજીયાનો અંત લાવવાની કોશીસ કરી પણ બધું ફોકટ ગયું. તેપરથી તેઓ બધાએ એક મત થઈને એક મોટી લવાદ કોર્ટના જેવી ઈનસાફ આપનારી સભા નીમી, ને તે એક મોટી નાટક શાળા જેવાં મકા-

નમાં ભરવામાં આવી. તેમાં સો તો સ્ત્રી જ્યુરરો ( પંચ ) હતી. તેઓ બધીએ આસમાની રંગના મખમલના ઝભાઓ પેહેર્યા હતા, તેમનાં ઝરી કસબવાળાં લૂગડાં તારાની માફક ઝગ ઝગ થઈ રહ્યાં હતાં. આ મોટી ગંભીર વિચારવંત સ્ત્રી જ્યુરરોએ નાકની-ઉપર ચશ્મા લટકાવી દીધાં હતાં. આની સામા એકસો જડ-જોને બેસાડવામાં આવ્યા હતા, તેઓએ કરચલી વાળેલી બંને બાજુથી પગ સુધી લટકતા છેડા વાળી મોટી સફેદ ટોપી પહેરી હતી, તેથી કરીને તેઓ **સોલોમન** કરતાં પણ દેખાવમાં ઘણા ડાહ્યા જણાતા હતા. સઘળી પ્રજાએ મને ઘણો આગ્રહ કર્યો, તેથી તે ઈનસાફી કોર્ટના પ્રમુખની જગા મેં સ્વિકારીને મારી પદ્દીને શોભતો પોશાક પેહેરીને મારે માટે વચ્ચોવચ ખાસ જે મોટું આસન કરવામાં આવ્યું હતું તેપર હું જઈને બેઠો. દરેક જડજની આગળ દસ શેર શાહીથી ભરેલો મોટો ચોખંડો ખડીયો તથા તેનાં પ્રમાણમાં તેવડીજ મોટી કલમ મૂક્યાં હતાં; તેની સાથે મોટી ટેબલના જેવડા મોટા કાગળોનો ચોડો પણ ગોઠવી દીધો હતો. આ ખડીયા કલમનો તેઓ બીજો કંઇ ઉપયોગ કરતા નહોતા પણ ફક્ત કાગળપર મોટા મોટા ડાઘા પાડી મૂકતા હતા; કારણ કે બધા જડજો કોઈનું પણ રાખ્યાવિના અદલ ઈનસાફ આપે તેને માટે મેં એવું ફરમાવ્યું હતું કે ફક્ત આંધળાં માણસોનીજ તે જગાપર નીમણુક કરવી; તેથી કરીને જ્યારે તેઓને કંઈ લખવાનું હોતું ત્યારે તેઓ પોતાની કલમ રેતદાનીમાં બોળતા, ને તેમના ધારવા પ્રમાણે શાહીમાં બોળીને આમતેમ ચીતર્યા પછી રેતી નાંખીને સૂકવવાના વિચારથી તે કાગળપર શાહીના ખડીયાને રેતીનો ખડીયો ધારીને તેમાંથી બસેર પાંચસેર શાહી ઢોળી દેતા, ને તે ખંખેરી નાખવાના ઈરાદાથી

તે કાગળપર પોતાની આંગળી ફેરવતા, અને પછી ઘણા ગંભીરને વિચારવંત જણાવવાના હેતુથી તેજ શાહી વાળા હાથપર પોતાના ગાલ મૂકીને ડોળમાં બેસતા હતા, તેથી કરીને તેઓનાં મોં બધાં શાહી વાળાં થઈ રહ્યાં હતાં. પેલી સ્ત્રીઓ માંહોમાહે વાતચીત અને લવારો કરીને એક બીજાંનું ધ્યાન ખેંચે નહીં તેને માટે મેં તેઓનાં મોં સીવડાવી લીધાં હતાં, એમ ધારીને કે આંધળા જડજો અને મૂગા જ્યુરરો આગળ કેસ ચાલવાથી તેનો વધારે જલદી છેડો આવશે. હવે આ સ્ત્રી જ્યુરરોને પોતાના વિચાર દર્શાવવા હોય તેને માટે મેં એવી ગોઠવણ કરી હતી કે દરેકને ત્રણ ત્રણ (quiz) મંજારી આપવામાં આવી હતી. તેમાંની એક તેમનાં મોં સીવી લીધેલા દોરા સાથે લટકાવી હતી અને બીજી બે દોરી સાથે બાંધીને તેના દરેક હાથમાં આપેલી હતી. જ્યારે તે બીજાના મત સાથે મળતી નહીં આવતી હોય ત્યારે પોતાના બંને હાથમાંની જે મંજારી તેની દોરી હાથમાં પકડી રહીને તેને નીચે ફેંકતી ને પાછી વીંટાળી લેતી; અને જ્યારે તે બીજાના મતને મળતી આવતી હોય ત્યારે પોતાનું માથું નમાવતી અને પેલી મોં સીવી લીધેલી દોરીએ લટકાવેલી મંજરીને નીચે ફેંકતી ને પાછી તેને વીંટાળી દેતી. આપ્રમાણે આ મુકરદમો ઘણા વખત સુધી લંબાયા કર્યો તેથી મેં આખરે મારા જૂના મિત્ર **મી૦ જોન પ્રેસ્ટર** પાસે એક ખાસ જાસુસ મોકલ્યો ને તેની પાસે **વાઉ વાઉ** નામનું એક જાતનું ઘણું જંગલી અને વિચિત્ર પક્ષી હતું તે મંગાવ્યું. આ પક્ષીને આગળ જણાવી ગયલા મારા મોટા પૂલને રસ્તે **આફ્રિકાના** મધ્યભાગમાંથી એક બલૂનમાં બેસાડીને લાવવામાં આવ્યું હતું. તે બલૂનને બે મોટી પાંખો બાંધીને પેલા પૂલપર મૂકીને તેની નીચે

મારાં માણસો તથા પેલાં પક્ષીને બેસવાને માટે એક હોડી લટકાવવામાં આવી હતી. આ **સવાલના જવાબ** આપનારાં પક્ષીને ઈંગ્લંડમાં લાવીને હમારી કચેરીમાં ખુરસીપર બેસાડવામાં આવ્યું હતું ત્યાંથી તે થોડીવારમાં ઓચિંતું ઊડીને મારાં આસનની ટોચપર જઈને બેઠું, તે જોઈને બધાં ઘણાં અજાએબ થયાં. તે જે ટક, ટક અવાજ કરતું હતું તે પરથી બધાંની ખાતરી થઈ કે એનામાં ભૂત તથા ભવિષ્ય કહેવાની ઘણી શક્તિ જણાય છે, તેપરથી બધા જડજ તથા જ્યુરરોએ એકમત થઇને તેને એવો સવાલ પૂછવાનું નક્કી કર્યું કે "ચંદ્રમાપરની ધરતી મલાઈ વાળી છે કે નહીં." એ સવાલ પૂછવાનું કારણ એ હતું કે તેના જવાબપર હમારા મુકરદમાના ચૂકાદાનો ઘણો આધાર હતો.

આ વાઉ વાઉ પક્ષી આપણાં હંસને ઘણી ખરી બાબતમાં મળતું આવતું હતું, પણ તેમાં તફાવત એટલોજ હતો કે તેની ગરદન હંસના જેટલી લાંબી નહોતી ને તેની ઉભા રહેવાની ઢબ ઘણી તાજુબી ભરેલી હતી. તેણે હવે વધારે વધારે ટક ટક કરવા માડયું તેપરથી હમને બધાંને લાગ્યું કે હવે તો એને આપણા કબજામાં એકદમ લઈએ તોજ આ મુકરદમાનો નિકાલ જલદી આવશે. આપરથી તે કચેરીમાં બેઠેલી આખી મંડળી તેને પકડવાને ઉઠીને ત્યાં બધી ધાંધલ કરી મૂકી. પેલા જડજોએ પોતાનાં મોટાં ટોપાંઓ તથા કલમનાં ઠુંઠાં આમતેમ હલાવવા માણ્ડ્યાં, તે વખતે પેલી સ્ત્રીઓએ પોતાની મંજારી પણ ખૂબ ફેરવીને ખખડાવવા માડી, તેપરથી પેલું પક્ષી ચમકીને પાંખ ફફડાવતું પેલી કચેરી બહાર તરતજ ઉડી ગયું. તેની પાછળ જડજો, સઘળા જ્યુરરો, મારા **ગોગ, મેગોગ, હિલેરો, ગોધા,**

**કુંસારી, રાક્ષસી સ્ફિન્કસ** વિગેરે બધાંને લઈને હું પણ પડયો, એટલે વાઉ વાઉએ તો ટકટક કરતાં કરતાં જીવ લ-ઇને નાહસવા માડયું. કોઈ કોઇ વાર તો આ જાનવર હમારી છેક આગળ નીકળી જઈને થોડીવાર થાક ખાવાને બેસતું, એટલે હમે બધા તેને પકડી પાડવાની આશામાં તેની પાછળ દોડતા પણ તે પાછું ત્યાંથી ઉડી જતું. આપ્રમાણે પહાડ, પર્વત, ખીણ, નદી, નાળાં વિગેરે ઓળંગતા ઓળંગતા ઘણા માઇલ સુધી હમે તેની પાછળ દોડ્યા કર્યું ત્યારે આખરે **પ્લીન્લીમન** પહાડની ટોચપર જઈને તે થાક ખાતું હતું તેવામાં ત્યાં જઈ પહોંચીને હમે તેને પકડી લીધું. પણ અહીંઆંથી પણ હમારા હાથમાંથી છટકીને ઉડી ગયું તે છેક અમેરિકા ખંડમાં આવેલા **વરજીનીઆમાં** આવેલી **પોટોમેક** નદીને કિનારે જઈને બેઠું.

આ વખતે મારી આખી મંડળીને પેલાં મારાં ઈશ્વરી બલૂન વાળાં વાહનમાં બેસાડીને કેટલેક દહાડે અમેરિકામાં લઈ આવ્યો. હમારી આ મુસાફરીમાં કંઈ જાણવો જોગ બન્યું નહોતું, પણ રસ્તામાં એક તરતો ટાપુ મળ્યો હતો, તેનાપર ગોરા તથા હબસી લોકોથી વસેલાં કેટલાંક ગામડાંઓ માલમ પડતાં હતાં. ત્યાં શેરડીનો પાક સારો ઉતરતો નહોતો કારણ કે તે તરતો ટાપુ કોઈવાર ઉત્તર **ધ્રૂવ** તરફ તો કોઇવાર દક્ષિણ **ધ્રૂવ** તરફ ધસ-ડાઇ જતો, અને કોઇવાર છેક ભૂમધ્ય રેષા (ઇકવેટર) આગળ આવી પહોંચતો, તેને લીધે ત્યાંની હવામાં કંઇ ઢંગ ધડો રહેતો હતો નહીં. આ ટાપુવાસીઓની મને દયા આવવાથી મેં એક મોટો લોઢાંનો થાંભલો તૈયાર કરાવીને તે ટાપુની વચમાંથી આર-પાર કાઢીને સમુદ્રના પાણીને તળીએ ખડક તથા કાદવ હતાં તેની સાથે તેને બરોબર જડાવી દીધો. તે દિવસથી તે ટાપુ

ત્યાંથી એક તસુ પણ ખસ્યો નથી અને તે હાલ **સેન્ટ ક્રિસ્ટોફરના ટાપુને** નામે ઓળખાય છે.

આવી મુસાફરી કરતા કરતા હમે **ઉત્તરઅમેરિકામાં** આવી પહોંચ્યા, ત્યાં આગળ **યુનાઈટેડ સ્ટેઈટસના** રાજ્યના પ્રમુખે (પ્રેસિડન્ટે) હમને ઘણો માનપૂર્વક આવકાર દીધો. **અમેરિકાનાં** અગાધ જંગલો અને મેદાનોને લગતી બધી ખબર હમને તેણે આપી, તથા પેલાં પક્ષીની શોધમાં હમે જ્યાં જ્યાં ગયા ત્યાં બધે ભોમિયા વિગેરેની બનતી મદદની ગોઠવણ કરી આપી હતી. તેમની સાથે પેલાં પક્ષીની શોધમાં ફરતાં ફરતાં કેટલેક દિવસે હમને માલમ પડયું કે તે એક ભિનાસવાળી જગામાં દર કરીને ભરાઈ બેઠું હતું. તે ભાગના લોકો જે શિકારના ઘણા શોખી ન હતા તેઓ હમે આ પક્ષીને કેવી તદબીરથી પકડીએ છિયે તે જોવાને ઘણા આતુર થઇને હમારી પાછળ ફર્યા કરતા હતા. આ શિકાર ઘણો ઉમદા અને અસાધારણ હતો. આ પક્ષી હમારા હાથમાંથી છટકી ન જાય તેટલામાટે તેને દરેક બાજુએથી બરોબર રીતે ઘેરી લેવાનો મે નિશ્ચય કીધો, અને તે ઉમેદ બર લાવવાને પેલા બધા આંધળા જડજો તથા મૂગી સ્ત્રી જ્યુરરોને પેલી ભિનાસવાળી જગાની આસપાસ ઉંચે એક માઇલ પહોંચે એટલી પોહોળી જાળ પકડી રહીને તે ઘેરી લેવાનું મેં ફરમાવ્યું. તે ઉપર કરોળીયા જેમ પોતાની જાળપર હવામાં અદ્ધર ઉભા રહેછે તેમ હમારામાંના કેટલાકને અધ્ધર ઉભા કરી દીધા. આજ પ્રસંગને માટે **મેગોગ** પોતાની સાથે એક જાતનું લોઢાનું બખતર લઈ આવ્યો હતો તે તથા તેની સાથેની ટોપી પેહેરી દેવાનો મે તેને હુકમ કરી દેવાથી તે પહેરીને તૈયાર થઇ ગયો. એ વખતે તે આબેહૂબ એક ચેણુ જેવો દેખાતો હતો. મે તેને

અણુસારો કર્યો કે તરતજ તેણે પોતાનાં લોઢાંનાં બખતર પેહેરેલા પંજાથી જમીન ખોતરીને પોતાનાં માથાંવતી રસ્તો કરતા કરતા જમીનની અંદર ઘૂસવા માડ્યું. એ કામ તેને જરા પણ અઘરૂં લાગ્યું નહીં કારણ કે ભિનાસનેલીધે જમીન ઘણી પોચી હતી. આવી રીતે તે પક્ષિને જમીનમાંથી શોધી કાઢીને તેનો પગ પકડીને ઉપર ઘસડી લઇ આવવાનો તેણે નિશ્ચય કીધો હતો. તેમ કરવામાં તે જો તેના હાથમાંથી છટકી જાય તો તેનો ભાઈ ગોગ તેને પકડવાને હવામાં બલૂનમાં તૈયાર થઈ બેશી રહ્યો હતો. આ પ્રમાણે પેલું પ્રાણી દરેક બાજુએથી ઘેરાઇ જવાથી હવે કયે રસ્તે છટકી જવું તે કંઈ તેને સૂઝે નહીં. આખરે જમીનની અંદર કંઈ અવાજ સાંભળતાં વારને મેગોગ તેને પકડવા જાયછે તેટલામાં તો તે ત્યાંથી ઉડી બહાર આવ્યું. ત્યાં જે બાજુએ જાય તે બાજુએ જાળ લઇને માણસો ઉભાં રહી ગયલાં જોઇને તે ઘણું ગભરાયું. એટલામાં જરા લાગ મળતાં વચ્ચોવચથી એકદમ ઉંચે સીધું ઉડી ગયું તે જોઇને સઘળાએ શોરબકોર કરી મૂક્યો એટલે તો ચમકીને તેણે વધારે ઝડપથી ઉંચે ઉડવા પાડ્યું. એટલામાં ગોગ જે હવામાં જાળ પકડીને બલૂનમાં ઉભો થઈ રહ્યો હતો તેણે તેનાપર તે તરતજ નાખીને તેને એકદમ પકડી લીધું ને તે જાળનું મોં બંધ કરી ને તેની દોરી પોતાના હાથમાં રાખી. આ વખતે પેલાં પક્ષીએ પોતાની સમયસૂચકતા વાપરીને પેલાં બલૂનનો જે મોટો ઘૂમટ હતો તેમાં પેલી જાળમાંથી પોતાની ચાંચ કાઢીને તેણેવતી મોટું બાકું પાડ્યું એટલે તેમાં ભરેલી હવા એકદમ બહાર નીકળી જવાથી તે બલૂન ચો જોરમાં જમીનપર પડવા માડ્યું. એવામાં ગોગ જે તેની તળે બેઠેલો ત્યાંથી એકાએક ઉથલી પડ્યો એટલે તેના હાથમાંથી

પેલી જાળની દોરી છૂટી ગઈ અને પેલું પક્ષી પાછું છટકીને નાહસી ગયું.

આ વખતે **ગોગ** જે લગભગ એક માઈલ કરતાં વધારે ઉંચે હતો ત્યાંથી તે ઉથલી પડયો ને જમીનપર એટલાં તો જોરમાં પડયો કે એક તોપના ગોળાની માફક પેલી ભિનાસવાળી જગામાં ધૂસી ગયો. એજ વખતે તેનો ભાઈ **મેગોગ** જમીનમાંથી ઉપર આવતો હતો તેના લોઢાંનાં બખતરવાળા હાથ સામા તેનું નાક અથડાયું તેથી તેમાંથી ભગભગ લોહી વેહેવા માડયું અને પેલી ભિનાસવાળી જગા જો પોચી નહીં હતે તો તેના રામ પણ ત્યાંજ રમી રહેતે.

## પ્રકરણ ૩૩ મું.

ઉપર જણાવી ગયા પ્રમાણે પેલું પક્ષી પાછું હમારા હાથમાંથી છટકી જવાથી બધા નાસીપાસ થઇ ગયા તેને મેં ધીરજ આપીને કહ્યું કે "આપણાં પ્રયત્નમાં જો આપણે મચ્યા રહીશું તો કોઇ દિવસ પણ આપણને ફતેહ મળશે. જ્યાં સુધી આ **બેરન મન્ચોઝન** તમારો સરદાર છે ત્યાં સુધી તમારે જરા નાઉમેદ થવું નહીં. માટે ચાલો ઉઠો ને હિમ્મત પકડો. તે પક્ષીને પકડવાને આપણે તેની પાછળ ત્રણવાર આખી દુનિયાનું ચક્કર લેવું પડે તોપણ તેને પકડ્યાવગર નિરાંતે બેસવું નહીં."

આ મારાં વચનથી બધાં ને હિમ્મત આવી ને તેમણે ફરીથી તે પક્ષીની પાછળ પડવાનો એક મતે ઠરાવ કીધો. **ઓહીઓ** નદીનાં મૂળની પણ પેલી તરફના **અમેરિકા**ખંડનાં ઘણાં ભયંકર અજાણ્યાં જંગલમાંથી હમે તેની પાછળ લાગ્યા. મને શિકારનો

ઘણો શોખ હોવાથી એક દિવસ મારી સાથે મારાં ખાસ ત્રણ માણ-
સોને લઇને એક બાજુએ શિકારની શોધમાં ગયો, તે વખતે ત્યાંના
કેટલાક જંગલી લોકો હમારાપર તૂટી પડ્યા. એ વેળા હમારો
બધો દારૂ ગોળો ખલાસ થઈ ગયો હતો અને તેમની સામા બાથ
ભીડવાનું હમારી પાસે કંઈ સાધન રહ્યું નહોતું, તેપરથી તે-
ઓએ હમને ઓચિંતા પકડી લીધા ને હમારા હાથ બાંધીને તે-
મની આગળ ચલાવતા ચલાવતા એક ખડકની અંદર આવેલી
ભયંકર ગુફામાં લઈ ગયા. ત્યાં પહોંચ્યા પછી તેઓ જે શિકાર
મારી લાવ્યા હતા તે ખાવા બેઠા. તેટલાથી ધરાયા નહીં ત્યારે
મારા ત્રણ સોબતીની તથા મારી ખોપરી તેઓએ કાપી લીધી.
આને લીધે મારા માથામાંથી જે બધું લોહી વહ્યા કરતું હતું
તેથી મને એટલું તો દુઃખ થયું કે તે મને બંને પગે કૂદા-
વતું અને ગોધાની માફક બરાડા પડાવતું હતું. ત્યાર પછી તે-
ઓએ હમને એક થાંભલા સાથે બાંધ્યા ને હમારી આસપાસ
મોટું બળતું કરીને એક બીજાના હાથ પકડીને એક કુંડાળામાં
નાચવા કૂદવા માડયું. પણ થોડી વારમાં તો તે હમારાં પા-
છળ રહી ગયલાં માણસો પાસે જે દારૂ હતો તે બધો લૂટી લઈને
પી જવાથી તેમને એટલું બધું ઘેન ચઢી ગયું કે તેઓ પેલાં
બળતાંની આસપાસ લથડીયાં ખાતા નીચે પડ્યા. એટલે મેં જરા
હિમ્મતની સાથે હોશિયારી વાપરીને જે દોરડાંએ મને બાંધેલો હતો
તેમાંથી છૂટા થઈને મારા સોબતીઓને છોડ્યા. એ વખતે હમે
મુંઝાઇને અધમૂઆ જેવા તો થઈ ગયા હતા પણ ચાલવાની થો-
ડીક શક્તિ રહી હતી તેથી હમારી માથાંની ખોપરી જે પેલા જં-
ગલીઓએ સંતાડી મૂકી હતી તે આમ તેમ ફરીને શોધી કાઢી,
અને ત્યાં આગળ એક જાતનાં ઝાડમાંથી ચીકણો રસ નીકળ્યા

કરતો હતો તેણે વતી તેને હમારાં માથાંપર ગોઠવીને ચોંટાડી દીધી એટલે થોડા કલાકમાં તેમાંથી વેહેતું લોહી બંધ થયું, ને પેલો ભાગ બધો રૂઝાઇને અસલ જેવો થઈ ગયો. હવે પેલા ઘાતકી લોકોપરનું હમારૂં વેર વાળવાને તેઓનાજ હાથમાંની કુહવાડીઓ હમે લઈને તેમને ઠાર માર્યા. ત્યાર પછી ત્યાંથી હમારી ટોળીનાં માણુસોને પાછા જઇ મળ્યા ત્યારે તેઓ ઘણા હરખાઇ ગયા, કારણ કે તેઓએ તો હમારી આશાજ છોડી હતી. આ મોટાં જંગલમાં હમે થોડીવાર પછી આગળ ચાલવા માડયું, તે વખતે **ગોગ મેગોગ** આગળ જઈને વચમાં ઝાડો વિગેરેની જે અડચણ આવતી તે દૂર કરીને હમારો રસ્તો સાફ કરતા હતા. આવી રીતે સેંકડો નદી, નાળાં, સરોવર વિગેરે પસાર કર્યા જતા હતા તેવામાં એક દિવસ દૂરથી હમને કંઈ રહેઠાણ જેવું જણાયું. તેની પાસે જતાં માલમ પડયું કે તે એક મોટો ગંજાવર કિલ્લો હતો. તેની આસપાસ મોટી દિવાલો અને તેની ચોમેર ઉંડી ખાઇ આવી રહી હતી. એ જોઈને માંહોમાંહે મસલત કર્યા પછી હમારામાંથી ચાર માણુસોને રણસીંગાં સાથે તે કિલ્લામાં જઈને ત્યાં જે કોઈ હાકેમ હોય તેની પાસે દોસ્તી દાવાનો હક તથા હમારાં ગૂમ થઈ ગયલાં પક્ષીની તેમને કંઇ ખબર હોય તો તે મંગાવી. એ વખતે હમારાં આખાં ટોળાંએ જંગલમાં પડાવ નાંખ્યો. હમારા **ગોગ** અને **મેગોગ**નું મોટું કદ અને બળ જોઇને તે કિલ્લાનો હાકેમ ગુસ્સે થઈ જાય નહીં તેથી તેને મેં એક ઝાડની ઘટામાં ભરાઇને સૂઈ જવાનું ફરમાવ્યું. હમારાં માણુસોએ કિલ્લાની પાસે જઈ પહોંચીને થોડીક વાર રણસીંગુ ફૂકયું એટલે દરવાજો ખોલીને તેમને અંદર દાખલ કર્યા. ત્યાં ચારે બાજુએ ચકચકતા ભાલાવાળી લશ્કરી ટૂકડી ઉભેલી જોઇને

તેઓ હેબકી ગયાં, પણ તેમાંના આગેવાન પ્રતિનીધીએ હિમ્મત ભીડીને મોટે સાદે કહ્યું કે "હમે **હિલેરો, ડાનકિવકઝોટ, લોર્ડવિહિંગટન** અને ત્રણ વખત પ્રખ્યાત થઈ ગયલા **બેરન મંચોઝન** તરફથી તમારી દોસ્તીનો હક સંપાદન કરવાને તથા વાઉ વાઉ નામનાં પક્ષીની શોધ કરવાને આવ્યા છિયે." આનો ત્યાંના એક અમલદારે જવાબ વાળ્યો કે "હમારો નામદાર **હાકેમ** જે કોઇ મુસાફર આ ધાડાં જંગલમાંથી જાયછે તેની ઘટતી પહરોણા ચાકરી કરેછે, માટે તમારા મહાન **હિલેરો, ડાનકિવકઝોટ, લોર્ડવિહિંગટન** અને ત્રણ વાર પ્રખ્યાત થઇ ગયલા **બેરન મંચોઝન** જો અહીંઆ પધારશે તો બેશક તેમને પૂરતું માન અકરામ મળશે."

આવો જવાબ આવવાથી હમે બધા તે કિલ્લામાં ગયા. ત્યાં હમને ઘટતો આવકાર દીધા પછી તે **હાકેમ** પોતાના વિક્રાળ અને લડવૈયા મિત્રોને લઇને હમારી સાથે એક ટેબલપર જમવા બેઠો. તેઓ થોડું બોલા, ગંભીર અને કઠણ હૈયાંના જણાતા હતા. પેહેલવેહેલાં હમે ત્યાં જે ઘણુંજ વિચિત્ર જોયું તે એ હતું કે કેટલાંક પાળેલાં રીંછો પોતાના પાછલા પગપર ચાલતાં ચાલતાં આગલા બે પંજામાં રકાબી લાવીને હમારી ટેબલપર મૂકતાં હતાં. તે દરેક રકાબીમાં પિસ્તોલ, દારૂ, ગોળી વિગેરે શિવાય બીજું કંઇજ જોવામાં આવ્યું નહીં. આ ખોરાક તો હમને લાગ્યું કે કોઇ મોટો રાક્ષસ ખાય તો તેને પણ જરે નહીં એવો હતો. બધી રકાબીઓ આવી રહી એટલે પેલા **હાકેમે** ઉઠીને પેલી પીરસેલી ચીજો તરફ આંગળી કરીને હમને કહ્યું કે "મારે ત્યાં જે પહરોણા આવેછે તેને પેહેલવેહેલાં તો આજ ખોરાક હું આપુંછું, પછી તે જો સ્વિકારે છે તો તેની સાથે તે હારે ત્યાંસુધી હું લડુંછું, પણ તે

સ્વિકારવાની જો ના કહેછે તો હું એમ સમજું છું કે તેને લડવાની મરજી નથી. એમ જણાયા પછી હું તેની સાથે બરોબર સલાહના કોલકરાર કરી ને મારાથી બનતી આગતા સ્વાગતા કરૂંછું." ટુંકાણમાં એટલુંજ કહેવાનું કે પેલી રકાબીઓને હમે બીલકુલ અડકયાજ નહીં એટલે તે પાછી લઇ લીધી ને તેને બદલે પછીથી જાતજાતનાં જમણની રકાબી આવી તે હમે પેટ ભરીને જમ્યા. ત્યાર બાદ પેલા **હાકેમે** દારૂનાં ગ્લાસો ફેરવવા માંડીને વાતમાં હમને જણાવ્યું કે "હું **સેન્ટપીટર્સબર્ગ**નાં કચેરી મંડળથી કંટાળી ગયો હતો તેથી આ જંગલમાં આવી વસ્યો છું અને મારૂં નામ **નારસ્કિન** છે. આજે તમને બધાને મળીને હું ઘણો ખુશી થયો છું." આટલી તેની હકીકત સાંભળતાંજ મેં તેને ઓળખી કાઢયો, કારણ કે **રૂશિયા**ની રાણીએ મારી સાથે પરણવાની માગણી કરેલી તે મેં સ્વિકારેલી નહીં તે વખતે તે ત્યાં હાજર હતો, ત્યારથીજ મારે તેની સાથે દોસ્તી બંધાઈ હતી. એ **નારસ્કિન** પોતાના સઘળા સરદારો સાથે ખૂબ દારૂ પીને તૈયાર થયો એટલે તે બધા તથા હમે **લાકડીના ઘોડાપર** બેસીને બરાડા પાડતા કિલ્લાની બહાર આવ્યા. આગળ કોઈ દિવસ આવી પાયગાની સ્વારી હમારા જોવામાં આવી નહોતી. હમારી આગળ તે હાકેમના એકસો સરદારો તથા બે જોડ શિકારી કૂતરા રાખવામાં આવ્યા હતા, અને તેની પાછળ **નારસ્કિન, ગોગ, મેગ, હિલેરો** અને હું, તમારો નમ્ર સેવક, જાણે શરીરમાં ભૂત ભરાયું હોય તેની માફક બૂમો પાડતા અને હમારા લાકડીના ઘોડાને ખૂબ કૂદાવતા હમે છેક **લોગરહેડ** આગળ આવી પહોંચ્યા. એ જગ્યા **સાઈબીરિયાનાં** ઘણાં ઘાડાં જંગલમાં આવેલી હતી. ત્યાં આગળ આ **નારસ્કિને**

ઉન્હાળામાં આરામ લેવાને એક બંગલો બંધાવ્યો હતો કે જ્યાં ઘણી ખરી વખત જમ્યા પછી પોતાનાં ખાસ માણસોને લઇને તે બપોરે આરામ લેવા જતો હતો. એ જગ્યાએ બાર તેર રીંછ પાળવામાં આવ્યાં હતાં, તેઓ નાચ કરીને હમને તે વખતે ખુશ કરતાં હતાં. આ પ્રમાણે રમત ગમત ચાલી રહી હતી તે વખતે હમારા માનવંતા **હિલેરોએ નારસ્કિનને** વાઉ વાઉ પક્ષી વિશે ખબર પૂછી અને પોતાનાં બધાં રીંછોને લઈને હમારી સાથે આવવાનો આગ્રહ કર્યો. આ સાંભળીને પેલો **હાકેમ** જરા વિસ્મય થઇને ગુસ્સામાં બોલ્યો કે "શું, હું આવો મોટો હાકેમ આવાં એક નજીવાં પક્ષીની ખબર રાખવા જેવો છું, અથવા તું એમ ધારેછે કે આવો ઉંચા કૂળનો નર તમારી સાથે આવી રીતે શોધમાં આવશે? હું મારાં સઘળાં રીંછો તથા મારી મમ્માઈના સોગન ખાઈને કહું છું કે ફરીથી જો એવી માગણી કોઈ દિવસ કરી તો તારૂં માથુંજ ઉડાવી દઈશ."

આપરથી **હિલેરોએ** વધારે તપીને સામો ઉત્તર વાળ્યો, એટલે તો ત્યાં મોટું રમખાણ મચી રહ્યું. પેલા સો સરદાર તથા રીંછોએ **નારસ્કિનની** બાજુ પકડીને તેની સામા મારા **ગોગ, મેગોગ, ડોનક્વિકઝોટ, સ્ફિન્કસ, લોર્ડ વ્હિટિંગટન, હિલેરો, ગોધા, કંસારી,** આંધળા **જડજો** તથા પેલી મૂગી સ્ત્રી **જ્યુરરો** જે બધાં હમારી પાછળ પાછળજ આવ્યાં હતાં તેણે ખૂબ બાથ ભીડી. પણ તેને કંઈ તેણે ગણકાર્યાં નહીં ત્યારે આખરે મેં મારી તલવાર મ્યાનમાંથી કાઢીને તે **નારસ્કિનને** કહ્યું કે "ચાલ આવીજા, આપણે એકલા સામસામા લડીએ." એ સાંભળીને તે રાતો પીળો થઈ ગયો ને તેની આંખમાંથી બળતા અંગારાના તણખા નીકળવા માંડ્યા. આવા આવેશમાં પોતાના

ડાબા હાથમાં ઢાલ પકડીને તે મારી સામા આવ્યો. તે વખતે મેં તેનાપર એવો તો સાબીત ઘા કર્યો કે તેણે સમયસૂચકતા વાપરીને પોતાની ઢાલ વચમાં આણી નહોતે તો તેજ વખતે તે સાફ થઈ ગયો હતે. તેણે પોતાનો આવી રીતે બચાવ કર્યો તેમાં મારી તલવારના બે કકડા થઈ ગયા.

હવે મારા હાથમાં તલવારનું ઠુંઠું રહી ગયલું જોઇને તો તે કૃતઘ્ન **નારસ્કિને** મારાપર વધારે જોસ્સામાં ધસી આવીને ઘા કરવા માંડ્યા, પણ તે મેં મારી ઢાલ તથા તલવારનાં ઠુંઠાંથી ખાળ્યા અને હું એક લડાવવાને પાળેલા કૂકડાની માફક તેની સાથે લડ્યો. એટલામાં એક મોટું રીંછ ખીજવાતું મારાપર ધસી આવ્યું તેનાં ગળાંની છેક અંદર સુધી તલવારનાં ઠુંઠાં સહીત મારો હાથ મેં ખોસી દઇને તેની જીભ જડમૂળથી કાપી નાખી. ત્યાર પછી તેજ રીંછને પાછલે પગે પકડીને મારા માથાપર બે ત્રણ વાર ફેરવીને તેનો પેલા **નારસ્કિનપર** એટલા તો જોરથી ઝપાટો માર્યો કે તે તો જેવો બેભાનજ થઈ ગયો. આ પ્રમાણે બે ત્રણ વાર પેલાં રીંછના સપાટા માર્યા એટલામાં તો તેનાં મોમાં પેલા **હાકેમનું** માથું આવી ગયું કે તુરત એક સૂડીની માફક તેના દાંત પેલાનાં ગળાંપર બેસી ગયા, એટલે તે રીંછને મેં ફેંકી દીધું તેની સાથે પેલો બિચારો પણ તરફડીયાં ખાતો નીચે પડ્યો. એ વખતે તેણે મારા ઘણા કાલાવાલા કર્યા તેથી મેં તેને મરતો બચાવ્યો. એ દરમ્યાનમાં મારાં લશ્કરે બધાં રીંછ તથા બીજા દુશ્મનોનો નાશ કરી નાખ્યો હતો.

એટલામાં ઉંચે આકાશમાં પેલાં પક્ષીને મેં ઉડતું જોયું તે પરથી હમે બધા પાધરા તેની પાછળ પડ્યા તે છેક **કામસ્ચાટકા** થઇને **ઓટેહીટ** આગળ આવી પહોંચ્યા. ત્યાં મારો



રૂશિયાના નારસ્કિન સામા બેરનની બહાદુરી.

જૂનો મિત્ર **ઓમાઈ** જે મોટા વહાણવટી કુક સાથે ઇંગ્લંડ આવી ગયો હતો તે મને મળ્યો. તેણે આખા ટાપુપર બધે નિશાળો સ્થાપી હતી તેને માટે મેં તેને ઘણી સાબાશી આપી ત્યારે તે મને કહેછે કે "અરે, તમારા **અંગ્રેજ** લોકો તે કેવા ઘાતકી! તેઓએ મારો જીવ બાળવાને મને **યુરોપ** લઈ જઈને **ઇંગ્લંડ**ની કોરટ કચેરી તથા ત્યાંના લોકોની રીતભાત વિગેરે દેખાડીને પાછો આવા જંગલમાં લાવીને નાખ્યો."

આ ટાપુમાંથી મોટા મોટા લડવૈયાને ઢાલ, તલવાર, ભાલા, વિગેરે સહીત લઇને મારો મિત્ર **ઓમાઈ** હમારી સાથે આવ્યો. આ પ્રમાણે મારો પેલો ઈશ્વરી રથ, બંગલા ઘાટી બેઠકવાળી હોડી, ગોધા તથા કંસારીની જોડ, **સ્ફિન્કસ, બલૂન, હિલેરો, ગોગ, મેગોગ, લોર્ડ વિહટિંગટન, ડોનકિવકઝોટ, ઓમાઈ**નાં હોડકાંનો મોટો કાફલો વિગેરેના મોટા રસાલા સાથે ત્યાંથી ઉપડ્યા તે હમે **ડેરીઅન**ની સંયોગી ભૂમી આગળ આવી પહોંચ્યા. તે વખતે ત્યાંના લોકો હમને જોઇને ઘણા અચરત પામતા હતા. ત્યાં આગળ મને એવો વિચાર આવ્યો કે આ જગ્યાએ એક નેહેર ખોદી હોય તો માણસ જાતને ઘણો લાભ થાય.

આ મારી ઉમેદ બર લાવવાને હું મારા રથને આ કિનારેથી પેલા કિનારા સુધી એકજ રસ્તે ઘણીજ ઝડપમાં કેટલીક વાર હાંકી લઈ ગયો, અને માર્ગમાં જે ખડકો અને જમીન આવી તેને તોડી પાડીને તેમાં પાણી રહી શકે એવું તળીયું બનાવ્યું. ત્યાર પછી મારા બહાદુર **ગોગ** તથા **મેગોગ** ઉત્તર તથા દક્ષિણ **અમેરિકા**નાં તથા **યુરોપ**નાં લગભગ દશ લાખ માણસોને લઇને ત્યાં ગયા ને મેં ખોદી કાઢેલા પથરા તથા જમીનની માટીના ઢગલાને ત્યાંથી એકદમ ઉઠાવી નાખ્યા, એટલે ફ-

રીથી મારા રથને બે ત્રણ વાર તેજ રસ્તે ફેરવી આવ્યો કે તુરત **ગોગ** અને **મેગોગે** પેલાં બધાં માણુસોને પાછાં કામે લગાડીને ત્યાંનો ઢગલો ઉઠાવી કાઢ્યો. આથી પેલી નેહેર પા માઈલ પહોળી અને ત્રણુસોવાર ઉંડી થઈ એટલે તેમાં મેં દરિયાનું પાણી દાખલ કર્યું. આ વખતે મેં જે તર્ક બાંધેલો કે પૃથ્વી પોતાની ધરીપર પશ્ચિમથી તે પૂર્વ તરફ પોતાની ગતીમાં ફરેછે તેનેલીધે દરિયાનાં પાણીનું જોર પશ્ચિમ કરતાં પૂર્વ દિશા તરફ વધારે રહેશે, અને બંને પાણી એકઠાં થશે એટલે પૂર્વ તરફનાં પાણીને જોસ્સો વધારે રહેશે તેમજ થયું. જેવું બને બાજુએથી પાણી અંદર દાખલ કર્યું કે આખો દરિયો જાણે ઉલટચો હોય તેમ પાણીનો વેહ એટલા જોરમાં આવ્યો કે પેલી પા માઇલની નેહેરને તો કેટલાક માઇલોની પહોળી નહેર બનાવીને **દક્ષિણ અમેરિકાને** એક ટાપુ જેવો બનાવી દીધો. તે વખતે કેટલાંક વેપારી વહાણો, મનવારો વિગેરે ત્યાં થઇને **દક્ષિણ સમુદ્ર, ચીન** વિગેરે ઠેકાણે ગયાં તે બધાંએ અમારી નવી બહાદુરીને માટે તોપો ફોડીને સલામતી આપી. એ વખતે મારાં દુર્બિનમાંથી **ચંદ્રની** ભૂમી તરફ જોયું તો ત્યાંના બધા ફીલસુફો મોટા વિચારમાં પડી ગયલા જણાયા. આપણા ગોળાર્ધમાં જે આ મોટો ફેરફાર થઈ ગયો હતો તે જોઈને તેઓ ઘણા અજાએબ થયા અને તેમનાં જેવી અદ્દભૂત શક્તિનાં માણુસો આપણી દુનિયામાં પણ વસેછે તે જોઇને તેઓ ઘણા ખુશી થયા હોય એમ જણાયું.

આ પ્રમાણે **આટલાંટિક મહાસાગરને દક્ષિણ સમુદ્ર** સાથે જોડી દઇને મારા રસાલા સાથે હું પાછો ઇંગ્લંડ ગયો ત્યારે પેલું વાઉ વાઉ પક્ષી જ્યાંથી ઉડી જઈને હમને બધાંને આખી દુનિયાની પ્રદક્ષણા કરાવી આવ્યું ત્યાંજ પાછું આવીને બેઠેલું હમે

જોયું. એ વખતે બધા એવા તો થાકીને લોથ થઈ ગયા હતા કે પેલા માંહોમાંહેના કજીઆનો એની મેળેજ અંત આવી ગયો ને બધા પોતપોતાને રસ્તે પડી ગયા.

---

## પ્રકરણ ૩૪ મું.

નેહેરો ખોદવાનું કામ કરવાનીજ મારામાં ધૂન આવી જવાથી એકદમ ત્યાંથી ઉપડીને **ભૂમધ્ય** સમુદ્ર તથા **રાતા** સમુદ્રને જોડી દેવાનો મેં નિશ્ચય કીધો, અને તે કારણસર હું **સેન્ટ પીટર્સ બર્ગ** ગયો.

ત્યાં જઇને **રૂશિયા**ના ઝારની રાણી આગળ મારી દરખાસ્તો રજુ કરવા ગયો, પણ એકાંતમાં બેસીને તેની સાથે કાફી પીવાનું મેં કબૂલ કીધું નહીં ત્યાં સુધી તેણે મને કંઈ ગણકાર્યો નહીં, તેથી આખરે એક દિવસ મેં તેની મરજી રાખી. તે વખતે તેણે મને કેટલાક સવાલો પૂછ્યા તેના જવાબમાં મેં તેને કહ્યું કે હું તો માણસજાતનાં સુખની ખાતર મારો જાન અર્પણ કરીશ, માટે મારી માગણી જો તું કબૂલ રાખશે તો નેહેર ખોદાઇને તૈયાર થયા પછી હું પણ તારી મરજી રાખીશ ને તારી સાથે પરણીશ! આના જવાબમાં તેણે મને કહ્યું કે "એ મારા વહાલા **બેરન**, તું જે જે માગણી અને શરતો કરેછે તે બધી મારે કબૂલ છે, અને **પોર્ટ**ની સાથે સલાહ કરવાને પણ હું તૈયાર છું." એમ કહીને અડધી દુનિયાની શેનશાહ બાનુના દમામમાં ઉભી થઇને તેણે પોતાની સઘળી રૈયતને જાહેર કર્યું કે "આ **બેરન** સાહેબ જે શરતો કરેછે તે બધી આપણે કબૂલ રાખી છે."

અહીંઆથી દશ લાખ **રૂશિયનો**ને લઈને હું **સ્વેઝની** સંયોગી ભૂમિ આગળ ગયો અને ત્યાંના તેટલાજ **તૂર્કી** લોકો જેઓ ચાં-

ચવા પાવડા લઈને તૈયાર થઈ રહ્યા હતા તેની સાથે મારાં મા-ણુસોને ભેળી દીધાં. આ વખતે તેમને સારીપેઠે ખબર હતી કે તેઓ એક બીજાનાં ગળાં કાપવાને આવ્યા નહોતા પણ પોતાના અરસ પરસના લાભને માટે, વિદ્યા હુન્નરને ઉત્તેજન આપવા તથા એક નવેજ રસ્તે **હિંદુસ્તાન**ની દોલત **યુરોપ** ઘસડી લઈ જવાને માટે આવ્યા હતા. એ બધાં માણસને વધારે ચઢાવવાને મેં કહ્યું કે "હે બહાદુર નરો, **ચીના** લોકોએ પોતાની ગંજા-વર દિવાલ બાંધવામાં કેવી ભારે મેહેનત ઉઠાવી છે તેનો તથા આપણાં આ કામથી આખી માણસ જાતને કેટલો લાભ થશે તેનો વિચાર કરીને ખંતથી મેહેનત કરો એટલે તેનું ફળ મળશેજ. આની સાથે એટલી પણ ખાતરી રાખજો કે હું તમારો સરદાર છું એટલે ફતેહ મેળવવામાં કંઈજ વાંધો રહેવાનો નથી."

આટલું કહીને હું પેહેલી સફર વખતે જે સાંકડો રસ્તો કરી ગયો હતો ત્યાંજ પાંચ પચીસ વાર મારા રથને જોરમાં ફેરવી ગયો એટલામાં તે એક બાજુએથી જરા ઢળતો જવાથી મને લાગ્યું કે તે ધીમે ધીમે જમીનની અંદર પેસતો હતો, તો-પણ હું તો આગળ ધસ્યો ગયો, તેવામાં રથ તળેની જમીન એ-કદમ ધસી પડી એટલે હું પાધરો નીચે પડ્યો. આવી રીતે જઈ પડવાથી હું તો બેભાન થઈ ગયો પણ થોડી વારમાં જાગૃત થઇને આસપાસ જોઉંછું તો મને માલમ પડ્યું કે હું જ્યાં જઈ પડ્યો હતો તે તો એક મોટાં ભાંયરાંમાં આવેલી **એલકઝેન્ડ્રા-ઈન લાયબ્રેરી** હતી. તેની ચોપડીનો મોટો ઢગલો હમારાપર ધસી પડવાથી હમે દટાઈ ગયા હતા. એમ છતાં કેટલીક મ-હેનતે મેં બહાર નીકળીને પેલી ચોપડીઓ ખસેડી નાખીને મારા રથ વિગેરે જે વિદ્યાના ઢગલામાં ગરક થયાં હતાં તેને બહાર

કાઢયાં. ત્યાર પછી તે પુસ્તકાલયના દરેક ઓરડામાં બધે ફરીને જોયું તો પુરાતન કાળનાં પુસ્તકો તથા આ દુનિયાના પ્રલય પહેલાં જે બધી વિદ્યાઓ હતી તેનો મોટો સંગ્રહ મારા જોવામાં આવ્યો. આગળ ચાલતાં એક ઓરડામાં **હરમીઝ** વિગેરે પાંચ વિદ્વાન ફીલસુફો જે બેઠા બેઠા પોતાના વખતની રાજનીતિ તથા વિદ્યાસંબંધી તકરારો ચલાવતા હતા તેમને જોયા. તેઓએ મારી ખબર અંતર પૂછતાં આપણા **ન્યૂટને** જે જે ચમત્કારિક શોધો કરી છે તે તથા હાલની દુનિયાની શરૂઆતથી તે આજ દીન સુધીની મને તવારિખ કહી સંભળાવી. આના બદલામાં તેમના જમાનાની કેટલીક વાતો તેઓએ મને કહી તે એટલી તો રમુજી હતી કે તેનું મારે કેવા ઘટિત શબ્દોમાં બ્યાન કરવું તે કંઈ સૂઝતું નથી, માટે એટલુંજ કહેવાનું કે તે સાંભળીને હરકોઇ છક થઇ ગયા વિના રહેજ નહીં. ત્યાર પછી એ પુસ્તકાલયને બરોબર જાળવી રાખવાનો તેના રખેવાળને મેં હૂકમ કર્યો, અને તે તથા તેના **હરમીઝ** વિગેરે જુના ફીલસુફોને ઇંગ્લંડ લઇ જઇને ત્યાંની મોટી **રોયલ સોસાયટીને** અર્પણ કરવાનો નિશ્ચય કર્યો. એટલા માટે પેલાં આખાં પુસ્તકાલયને મારી સાથે ઉંચકી લીધું ને પેલા ફીલસુફોને એક સુંદર પાંજરાંમાં રાખ્યા. તેઓ માંસ, મદિરાને અડકતા નહોતા તેથી તેમને હું દરરોજ મધ રોટલીજ ખાવા આપતો હતો. આ બધામાં **હરમીઝ** નામનો ફીલસુફ ઘણા જૂના કાળનો માલમ પડતો હતો. તેણે ઝરીનો ઝભો પહેરેલો હતો, તેની દાઢી અડધોવાર લાંબી હતી તથા તે પોપટની પેઠે બોલતો હતો. આ વિચિત્ર નરને જ્યારે ઇંગ્લંડ લઈ જઈને ત્યાંના અજાએબ ઘર (Museum) માં રાખીશ ત્યારે તે

ઘણો શોભી નીકળશે તથા ત્યાંના મોટા મોટા વિદ્વાનો તેની મુલાકાત લઇને બેશક ખુશી થયા વિના રહેશે નહીં.

આ ભાંયરાંમાંથી બહાર આવીને પેલે રસ્તે મેં મારો રથ પાછો જોરમાં હાંકવા માંડ્યો ને પેલા **તૂર્કી** તથા **રૂશિયન** લોકોને પાછા કામે લગાડી દીધા એટલે થોડી વારમાં બન્ને તરફનાં પાણી પેલી નેહેરમાં ધસી આવ્યાં અને ત્યાર પછી થોડા કલાકમાં તો **બ્રિટિશ ઇસ્ટઇન્ડીયામેન**નો એક વહાણનો કાફલો ત્યાં થઇને પસાર થયો. તે વખતે તેના બધા અમલદારોએ મારાં આ બહાદુરીનાં કામને માટે મને મુબારક બાદી આપીને મારાં ઘણાં વખાણ કીધાં. તેઓની સાથે પૂછપરછ કરતાં મને વાતમાં ને વાતમાં તેઓએ કહ્યું કે "હમે **હિંદુસ્તાન** થઇને આવ્યા છીએ. ત્યાં આગળ કોઈ **ટીપુસુલતાન** નામનો રાજા છે તે બધાને ઘણો ત્રાસ આપેછે માટે તમે આ **નેહેર** ખોદવાનાં ભારે કામમાં પાર પડ્યા, તો આશા છે કે અહીંથી **હિંદુસ્તાન** ઉપડી જઇને તેનો બરો ઉતારશો." આપરથી ત્યાં જઈને તે જૂલમીની સાથે બાથ ભીડીને તેને જમીનદોસ્ત કરી દેવાનો મેં નિશ્ચય કીધો. અહીંઆંથી **રાતા સમુદ્ર**માં થઇને હું **મદ્રાસ** ગયો ને ત્યાંથી થોડાક સિપાઈ તથા **યુરોપિયન સોલજરો**ને લઇને **ટીપુ**ના લશ્કરની પાછળ પડ્યો, તે છેક તેના **શિરીંગાપટામ**ના દરવાજા સુધી આવી પહોંચ્યો. તેની સાથે સામસામા છૂટે હાથે એકલા લડવાની માગણી કરીને તોપગોળાના વરસાદમાં ઘોડાપર બેસીને તે કિલ્લાના દરવાજા આગળ ગયો. તે વખતે મારાપર જે તોપના ગોળા આવતા હતા તેને હું કાંકરાની માફક મારા હાથમાં ઝીલી લેતો, અને તે જેટલા જોરમાં મારાપર આવતા તેટલાજ જોરમાં હું પાછા પેલા કિલ્લાની દિવાલ સામા ફેંકતો તેને લીધે તેના કો-




બેરન શિરીંગાપટણ પર ઘેરો ઘાલછે




બેરન તથા ટીપુ સુલતાન વચ્ચેની લડાઈ.

ટનો ઘણો ખરો ભાગ તૂટી પડયો. ત્યાર પછી જે ગોળા આ-
વવા માંડ્યા તે લઈને ફોડનાર પરજ પાછા મેં ફેંકવાથી તેઓ
બધાને પણ તફડાવી મૂક્યા. એક વખતે એવું બન્યું કે એક
મોટી તોપને દારૂ ગોળાથી બરોબર ગડબીને મારી સામા
બરોબર ગોઠવીને મૂકી, તેનો ગોળો એટલો મોટો હતો કે મને
ફીકર લાગી કે કદાચ જો તે ઝીપતાં મારા હાથમાંથી છટકી
ગયો તો મારા બારજ વાગી જશે, માટે મેં એવી તદબીર કરી
કે તે તોપ ફોડવાનો તેનો ઉપરી અમલદાર જેવો હુકમ આપ-
વાને પોતાનું મોં પહોળું કરતો હતો તેવોજ મેં મારા હાથમાં
એક નાનો ગોળો લઇને તેની સામા એવો તો તાકીને ફેંક્યો કે
તે પાધરો તેનાં ગળાંમાંજ ઘૂસી ગયો.

આ બધું મારૂં પરાક્રમ જોઇને ટીપુ ઘણો બીધો ને તેણે વિ-
ચાર્યું કે આ પ્રમાણે તો મારાં બધાં માણસોનો ધાણ નીકળી
જવાનો, તેથી પોતેજ હાથીપર સવાર થઇને મારી સામા લડવાને
આવ્યો, તેને મેં સલામ કરીને અરજ કરી કે તમે પેહેલાં ત-
મારો હાથ ઉઠાવો.

**ટીપુસુલતાન** જો કે જરા જંગલી હતો તોપણ સભ્યતામાં
કંઈ ઉતરતો નહોતો તેથી તેણે તેમ કરવાની ના પાડી. ત્યારે મેં
મારી ટોપી હાથમાં લઈને તેને સલામ કરીને કહ્યું કે તમારા જેવા
આવા મોટા લડવૈયાની સામા આવીને હું આવો ગેર લાભ લેવા
માગતો નથી. તેપરથી ટીપુએ એકદમ પોતાની પિસ્તોલ છોડી
તે મારા ઘોડાના કાનમાં લાગી તેને લીધે તે ઘણો ચમક્યો ને
કૂદ્યો. ત્યાર પછી મેં મારી પિસ્તોલ ફોડીને તેની પાઘડી ઉડાવી
દીધી. તેણે પછી પોતાના હાથી ઉપર જે એક મોટી તોપ હતી
તે મારાપર ફોડી પણ તેને કંઈ મેં ગણકારી નહીં. ત્યાર પછી

તેના હાથીની સૂંઢ મારા હાથમાં પકડીને તે **સુલતાન**ના માથાપર આમ તેમ સપાટા માર્યા એટલે તે ઘણો ખીજવાઈ જઇને નીચે ઉતર્યો ને મારી સામા દાંત કકડાવતો આવ્યો. પણ તેને આવો ગેર લાભ આપીને કંઈ મારે તેની સાથે લડવું નહોતું તેથી મે પણ મારા ઘોડાપરથી નીચે ઉતરી પડીને તેની સાથે છૂટી તલવારે લડવા માડયું. તેણે પેહેલો ઘા મારા મોંપર કર્યો, તેને લીધે મારા નાકનું હાડકું જો વચમાં નડયું ન હોત તો મારા હોઠ કપાઈજ જતે. મારા નાકપર જે આ કાપો છે તે તેજ ઘાનો છે.

ત્યાર બાદ તેણે જોરમાં મારા માથાપર એક ઘા કર્યો તે મેં એવી તો ચાલાકીથી છટકાવી દીધો કે તેથી મારા હાથપરજ જરા છરકો લાગ્યો. એજ વખતે મારી તલવાર વતી મેં તેનો જમણો હાથ કાપી નાખ્યો, એટલે તે આથડીયાં ખાતો થોડેક દૂર પોતાના હાથીના પગ આગળ જઈ પડયો. આ ડાહ્યાં જાનવરે પોતાના ધણીનો જાન બચાવવા ખાતર પોતાની સૂંઢ તેના માથાની આસપાસ ફેરવ્યા કરીને કોઇને તેની આગળ આવવા દીધો નહીં. પણ મારે તો પેલા **ટીપુસુલતાન**ને જીવતો પકડવો હતો તેથી હું કંઈ પેલાં જાનવરની સૂંઢથી બીધો નહીં. જેવો હું તેની પાસે ગયો કે તેણે પોતાના કમરપટામાંથી પિસ્તોલ કાઢીને મારા મોંપર ફોડી, તેથી મને કંઈ વધારે ઈજા થઈ નહીં, પણ ફક્ત મારી ડાબી આંખની નીચે સેહેજ લાગ્યું, તેનો કાપો હજુ પણ જણાયછે. આથી મને એટલો ગુસ્સો આવ્યો કે એકજ ઘામાં તેનું ડોકું ઉડાવી દીધું.

આ ફતેહ મેળવ્યા પછી **હિંદુસ્તાનથી યુરોપ** દરિયાને રસ્તે એટલો તો ઝડપથી હું ગયો કે **ટીપુ સુલતાન**ને મેં હરાવીને મારી નાખ્યો તેની ખબર પણ મારા ત્યાં જઈ પહોંચ્યા પછી આવી.



બેરન તથા ટીપુ સાહેબની પટાબાજી.

આ **સુલતાન** સાથેની લડાઈનો હેવાલ જે મેં કહ્યો છે, તેમાં જરાપણ મરી મરચું ભભરાવેલું નથી. એમાં કોઈને પણ વેહેમ રેહેતો હોય તો તેને હું નાસ્તિક ગણું છું અને કહુંછું કે તેની મરજીમાં આવે તે હથિયારથી કોઈપણ જગાએ અને કોઇપણ વખતે મારી સાથે તેણે લડવા આવવું, તેમાં જો તે જીતશે તો તેણે સમજવું કે મેં બધી તોપ મારી હતી, પણ હારશે તો મેં બધું ખરૂંજ કહ્યું છે એમ માની લેવું પડશેજ.

ત્યાર બાદ ઈંગ્લંડ આવીને એક દિવસ બધા લોકો વાત કર્યા કરતા હતા કે **રોયલ જ્યોર્જ** નામનું મોટું વહાણ જે આજ કેટલોક વખત થયાં પાણીમાં ચોંટી બેઠું છે ને કોઈથી પાણીની સપાટીપર લાવી શકાતું નથી તેને જો પેલા **બેરન મંચોઝન સાહેબ** તરતું કરે ત્યારે તો આપણે જાણીએ કે તેણે બધાં સહાસ કામોની વાત કહી તે ખરી. એ ખબર મારા એક મિત્રે આવીને મને કહી તેપરથી તે બધાની ખાતરી કરી આપવાને માટે તે મોટાં વહાણને નીચે પ્રમાણે મેં પાણીઉપર લાવીને તરતું કર્યું. મેં જોયું કે અત્યાર સુધી જે જે પ્રયત્નો થયાં છે તેમાં કોઈ પણ ફાવ્યું નથી તેથી મેં વહાણનાં સઢ બનાવવાનું જાડાંમાં જાડું કપડું લઈને એક મોટું બલૂન બનાવ્યું. ત્યાર પછી મારો તરવાનો જે પટો હતો તે પહેરીને હું પાણીમાં ગયો. ત્યાં પેલાં વહાણ સાથે કેટલાંક દોરડાં બાંધીને તે હાથમાં લઇને પાછો ઉપર આવ્યો અને પેલાં બધાં દોરડાંને બલૂનને છેડે બાંધી દીધાં. એ વખતે આ વહાણને હું કેવી રીતે તરતું કરૂંછું તે જોવાને લાખો માણસની ઠઠ કિનારાપર મળી હતી. પેલાં બલૂનમાં જેવી મેં હવા ભરવા માડી કે પેલું વહાણ જરા જરા હાલતું માલમ પડ્યું, અને સેહેજ વારમાં તો તે હવાથી આખું ભરાઈ રહ્યું કે

સપાટા બંધ પેલાં વહાણને લઈને તે છેક ઉંચે ચઢતું ચાલ્યું. આ રીતે તેને પાણીબહાર આવેલું જોઈને બધાં માણસોએ મારી ફતેહને માટે શાબાશીના પોકારમાં મને વધાવી લીધો. હવે પેલું વહાણ તો જાણે એક પતંગ નીચે નાનું ફાનસ લટકાવ્યું હોય તેની માફક બલૂન નીચે છેક વાદળાંમાં લટકતું જણાતું હતું.

એ જોઇને મોટા મોટા ફીલસુફો કહેવા લાગ્યા કે જેટલી મેહેનત એ વહાણને પાણીમાંથી ઉપર લાવતાં થઈ છે તેના કરતાં બમણી મેહેનત વાદળાંમાંથી તેને પાછું નીચે લાવતાં થશે. પણ તેમની બધાની ખાતરી કરી આપી કે હું તેને સપાટા બંધ નીચે લાવું છું.

આમ કહીને મારૂં દુર્બિન તાકીને તે વહાણ કયાં હતું તે બરોબર તપાસીને જોયું તો મને માલમ પડયું કે તે વખતે તે જમીનની ઉપર લટકતું હતું, તેથી મેં ધાર્યું કે જો હું હમણા તે બલૂનપર તોપનો ગોળો છોડીને તેને ફાડી નાખીશ તો પેલું વહાણ જમીનપર પડીને તેના ચૂરેચૂરા થઈ જશે ને તેમાં હજારો માણસ છુંદાઈ પણ જશે, માટે મારાં દુર્બિનમાંથી મેં જોયા કર્યું ને જેવું તે પાણીની સપાટી ઉપર આવેલું જણાયું કે તરતજ તોપનો ગોળો છોડયો કે લાગલું પેલું ઉપર વાદળાંમાં ઉડતું બલૂન ફાટી જઈ તેમાંથી હવા નીકળી ગઈ એટલે તે મોટું વહાણ એક ખરતા તારાની માફક જયાંથી તેને કાઢયું હતું, તેજ જગાએ પાણીપર પડયું. અહીંઆં આજ પણ તે જોવામાં આવેછે માટે જેની ખાતરી કરવી હોય તેણે જાતે જઈને જોઈ આવવું.

આ ફતેહથી મારી બહાદુરી તથા સાચવટની બધા લોકોને ખાતરી થઇ ગઈ અને તે દિવસથી દરેક મુશ્કેલીનાં કામમાં લોકો મારી સલાહ લેછે અને મને એક દેવની માફક પૂજેછે.

# "સાહસ સંગ્રહ" મળવાનાં ઠેકાણાં.

## મુંબઇ.

કોટ—"ધી ગુજરાતી" પત્રની આફીસ.

,, જહાંગીર એજનજી કરાણીની કમ્પની, બુકસેલર્સ.

,, મી૦ રતિલાલ બ્રિજલાલ મજમુદાર.

બિલ ડિપાર્ટમેન્ટ, મુંબઈ બેંક.

બહારકોટ—એન. એમ. એન્ડ કમ્પની, બુકસેલર્સ.

નંબર ૫૬, કાલકાદેવી રોડ.

## વલસાડ.

મેસર્સ ડી. એલ. મુનશીની કમ્પની, જનરલ મરચન્ટ્સ.

ધી રાઈઝીંગ સ્કવેર, માલવ ટેન્ક રોડ.

## સુરત.

"ગુજરાત મિત્ર" પત્રની આફીસ.

મી૦ પાર્વતીશંકર હરીશંકર શાસ્ત્રી.

૧૭૩, સેતાન ફળીયા. ગોપીપુરા.

## વડોદરા.

પ્રોફેસર કનૈયાલાલ ડાહ્યાભાઈ મજમુદાર. કળા ભવન.

## અમદાવાદ.

"હીતેચ્છુ" પત્રની આફીસ. ખાડીયામાં.

## તૈયાર છે.

| | રૂ. | આ. | પૈ. |
|---|---|---|---|
| *અર્થશાસ્ત્રની વાતો. રચનાર મેસર્સ ચીમનલાલ હરીલાલ સેતલવડ, બી. એ., એલ. એલ. બી. તથા મદનલાલ લલ્લુભાઈ મુનસીફ્ ... ... ... | ૧ | ૦ | ૦ |
| *અર્થશાસ્ત્રનાં મૂળતત્ત્વો. (મી૦ ચીમનલાલ.) ... | ૧ | ૪ | ૦ |
| *પ્રમદા અથવા સદ્ગુણી વહુ. (મી૦ મદનલાલ લલ્લુભાઈ મુનસીફ્.) ... ... ... ... | ૦ | ૮ | ૦ |
| *ઘરસત્તા (મીસીસ મહાલક્ષ્મી કાળાભાઈ)... ... | ૦ | ૮ | ૦ |
| લક્ષણની અસર ... ... (મીસીસ મહાલક્ષ્મી કાળાભાઈ.) | | | |
| સોબતની અસર ... ... ... ... ( ,, ) | | | |
| *નળાખ્યાન (૧૨૫ કડવાં, ટીકાસહીત, મી૦ દામુભાઈ તથા મી૦ છગનલાલ.)... ... ... | ૧ | ૦ | ૦ |
| બ્રિટિશ હિંદુસ્તાન. (મી૦ ચીમનલાલ.)... ... | ૦ | ૧૩ | ૦ |
| જયાકુંવર (સંસાર સુખ દુઃખનાં દશ વર્ષ)... ... | ૦ | ૧૨ | ૦ |

## થોડા વખત પછી બહાર પડશે.

સૃષ્ટિશાસ્ત્ર ભાગ ૧ લો... ... ... (મી૦ ચીમનલાલ.)
લલિત સૌદામિની ... (મી૦ મદનલાલ લલ્લુભાઈ મુનસીફ્.)
સુવર્ણલતા ... ... ... ... (મી૦ મદનલાલ.)
કરકસર... ... ... ... ... ( ,, )
વંઠેલ છોકરે ... ... ... ... ( ,, )
"નંદનવન" અથવા "કિંડર ગાર્ટન." ( ,, )
શકુન્તલા સાર... ... (મી૦ રતિલાલ બ્રિજલાલ મજમુદાર.)

---

* આ પુસ્તકો કેળવણી ખાતાંએ પ્રાઈઝ તથા લાઈબ્રરી બુક તરીકે પ્રસન્ન કર્યા છે.

## "પ્રમદા" અથવા "સદ્દગુણી વહુ."

આ પુસ્તકની ૩૦૦૦ નકલ ત્રણ વર્ષમાં ખપી ગઈ છે અને ચોથી આવૃત્તિ થોડા વખતમાં બહાર પડવાની છે એજ એની લોકપ્રિયતામાટે જાણવાને બસ છે.

**( "પ્રાઈઝ" તથા "લાયબ્રરી" સારૂ કેળવણીખાતાંએ મંજુર કરેલી છે, તથા કન્યાશાળાઓ માટે ખાસ "ટેક્સ્ટ બુક" તરીકે ભલામણ કીધી છે ).**

## આ પુસ્તકવિષેના થોડા અભિપ્રાયઃ—

"This is a short story giving a sketch of the home life of Hindoos......The Gujarati translation ought to prove very acceptable reading to those for whom it is intended. The style is at once simple and pure."—*Bombay Gazette.*

આ વાર્તા હિંદુસંસાર રિતથિનું એક ઉત્તમ, રસ ભર્યું, અને આબેહુબ ચિત્ર છે. .........અમે તો કહીએ છીએ કે જાણે ભાષાંતર નહીં પણ ગુજરાતી ભાષાનો સ્વતંત્ર ગ્રંથજ હોય એવું શુદ્ધ ને રૂઢ ભાષામાં લખાયલું છે. ......... એ વાર્તા એક નમુના લાયક, અને જેવી સુબોધકારક તેવીજ એ રસમય છે... ......**ગુજરાત શાળાપત્ર.** આગષ્ટ, ૧૮૮૭.

".........A pleasing novel.........The style is simple and clear."—*The Advocate of India.*

".........Looking to the very simple and homely style in which Mr. Madanlal Lallubhái Munsiff has made the tale accessible to the Gujarati readers, we have no hesitation in saying that it could form a very healthy reading to the Gujaraties especially the females.........There is a real want of such instructive popular works in the Vernaculars and while wishing that this *Pramada* will reach several more editions ere long, we trust Mr. Madanlal will continue his efforts enlarging the limited stock of good Gujarati works."—*Native Opinion.*

"........ જો ગુજરાતી લખનારાઓ આવી સાદી ભાષા વાપરે તો તે સામાન્ય ગુજરાતી વાંચનારી આલમને લાભકારક થઈ પડે."—**જામેજમશેદ.**

"Sometime ago we had the pleasure of reviewing this interesting work in the Gujarati language, from the pen of Mr. Madanlal L. Munsiff, of Surat; and we have now the additional pleasure of announcing that the book has met with the favourable notice of no less a personage than Her Excellency Lady Reay, whose interest in everything connected with the welfare of Hindu women is well-known. It appears Mr. Madanlal sent a finely bound copy of his book for sale at the Fancy Fair recently held in aid of the Cama Hospital for women; and, although it was not sold, it has elicited a very kind and encouraging letter from her Ladyship thanking the author for his contribution to the Fair and complimenting him on writing the work."—*Advocate of India, 16th March 1888.*

---

## ગુજરાતમિત્રના મેનેજર તથા અધિપતી રા૦ સા૦ મંચ્છારામ ઘેલાભાઇએ બનાવેલી ચોપડીઓની યાદી.

| | કિંમત. | | | ટપાલખર્ચ. | | |
|---|---|---|---|---|---|---|
| ૧ કીર્તન સંગ્રહ (સ્વામી નારાયણના— સત્સંગીમાટે.) ... ... ... | ૦ | ૧૨ | ૦ | ૦ | ૧ | ૦ |
| ૨ નિત્યનિયમ. ... ( „ ) | ૦ | ૮ | ૦ | ૦ | ૧ | ૦ |
| ૩ ગરબાવળી ... ... ... ... | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૬ |
| ૪ મામલતદારની કોર્ટના અધિકાર— સંબંધી કાયદો ... ... ... | ૦ | ૨ | ૦ | ૦ | ૦ | ૬ |
| ૫ સરવે રૂલ ... ... ... ... | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૬ |
| ૬ મુદ્દતનો કાયદો.... ... ... ... | ૦ | ૬ | ૬ | ૦ | ૦ | ૬ |
| ૭ સ્ટેમ્પ એક્ટ ... ... ... ... | ૦ | ૮ | ૦ | ૦ | ૦ | ૬ |
| ૮ જૈન્ય કાવ્યસંગ્રહ.. (કાગળના પૂઠાં.) | ૧ | ૧૨ | ૦ | ૦ | ૩ | ૦ |
| „ (કપડાંના પૂઠાં.) | ૨ | ૦ | ૦ | ૦ | ૩ | ૦ |
| ૯ મલારરાવ ગાયકવાડનો ગરબો. ... | ૦ | ૪ | ૦ | ૦ | ૦ | ૭ |

# ડી. એલ. મુનશીની કંપની

જંનરલ મરચન્ટસ

; અને

કમીશનૈ એજન્ટસ.

## વલસાડ.

રેલ્વે સ્ટેશનની નજીકમાં તળાવના માથાપર એક વિશાળ
મકાનમાં આ ખાતું સ્થાપવામાં આવ્યું છે. જ્યાં સઘળી
જાતનો વિલાયતી સામાન જેવો કે ઉંચી જાતના
વાઈન તથા સ્પીરીટ્સ્, પ્રોવીઝન સ્ટોર્સ,
પેઇટન્ટ દવાઓ, ગ્લાસ વેર, રમકડાં,
કાપડ, ચાહ વિગેરે વિગેરે ત-
રેહવાર સામાન તેમજ
ખોરાકની દરેક ચી-
જોનો પૂરતો જથો રાખ-
વામાં આવેછે. તીથલ હવાફેર
જનારા ગ્રહસ્થોની સઘળી સઘવડો
એ કમ્પની ઘણી સારી રીતે સાચવેછે.
સ્ટેશનપરથી કસ્બામાં, તીથલ અથવા કોઈપણ
જગાએ જવા આવવામાટે ટાંગાની પણ ગોઠવણ
રાખવામાં આવી છે. એકજ અજમાયસથી ખાત્રી થશે.

Patience and Perseverance.

Industry and Honesty.

# ગુલિવરની મુસાફરીઓ.

રચનાર—**ફરદુનજી બેહેરામજી મરઝબાન,**

" વિવેક વાણી, " યાને રીતભાતના પુસ્તકનો રચનાર.

**ભાગ ૧ લામાં ગુલિવરે લિલિપટ** નામના દેશમાં કીધેલી મુસાફરીનું રમુજી વર્ણન કર્યામાં આવ્યું છે. કે જ્યાંનાં લોકો આપણી માત્ર એક વેહેંત જેટલાંજ મોટાં હતાં, અને ત્યાંની સર્વે વસ્તુઓ પણ તેનાજ પ્રમાણમાં હતી.

**ભાગ ૨ જામાં બ્રોબડિંગનાગ** નામના રાક્ષસી કદનાં માણસોના દેશમાં **ગુલિવરે** કીધેલી મુસાફરીનું વિચિત્ર બ્યાન કર્યામાં આવ્યું છે.

**ભાગ ૩ જામાં લાપુટા** નામના હવામાં અધર ઉડતા અજાયબજેવા ટાપુમાં, તથા બીજા દેશોમાં **ગુલિવરે** કીધેલા પ્રવાસનો મનપસંદ અહેવાલ આપવામાં આવ્યો છે.

**ભાગ ૪ થામાં ગુલિવર હુઈહન્હન્મ**ના દેશમાં મુસાફરી કરેછે, કે જ્યાંનાં રેહેવાસીઓ સર્વે ઘોડાઘોડીઓ હતાં, અને તેઓ માણસના જેવી બુદ્ધિ ધરાવતાં, અને વાતચિત તથા સર્વે કામકાજ કરતાં હતાં, જ્યારે ત્યાંનાં માણસો જંગલી અવસ્થામાં ઘોડાઓનું સર્વે કામ કરતાં હતાં. આ ભાગ ઘણો વાંચવા લાયક છે.

આ પુસ્તક ઘણાં ઉંચાં અને જાડાં કાગજઉપર ગુજરાતી ભાષામાં મરોડદાર "ટાઈપે" છાપવામાં આવ્યું છે, તથા તેમાં ૩૦૦ રમુજી ચિત્રો આપવામાં આવ્યાં છે, કેમકે એવી જાતનાં પુસ્તકો વાંચતીવેળા ચિત્રોથી વધુ ગમત મળેછે. વળી તેને કપડાંનાં સુંદર, સોનેરી નામસાથના પુંઠાંમાં બાંધવામાં આવ્યું છે. આ પુસ્તકને ઉંચી પ્રકારનું કરવામાટે તેનાં કાગજ, ચિત્રો, પુંઠાં, એ સર્વે વિલાયતથી ખાસ " આરડર " કરીને જાણીતા કારખાનાવાળાઓ તરફથી મંગાવ્યામાં આવ્યાં છે, અને કેહેવાને કશો બાંચકો લાગતો નથી, કે ગુજરાતી ભાષામાં એવાં શોભિતાં તથા વાંચવા લાયક પુસ્તકો ઘણાંજ થોડાં બહાર પડતાં હશે.

**કિમ્મત રૂપિયા ૩॥ ( પોસ્ટેજ વધુ ).**

ફ. બે. મરઝબાનની કુંપની, સ્ટેશનરો તથા છાપનારાઓ,
ચર્ચલેન તા૦ ટેમેરીંડ લેન, કોટ, મુંબઈ.

## "સાહસ સંગ્રહ"ને આગળથી આશ્રય આ-પનાર સદ્ગૃહસ્થોનાં નામની યાદ.



### મુંબઈ.

| નામ. | નકલ. |
|---|---|
| રા. રા. પ્રાણજીવનદાસ કલ્યાણદાસ, જે. પી. | ૧૦૦ |
| સર થારીઆ થોપન. | ૫ |
| રા. બા. કૃશ્નરાવ શીવરામ ટીપનીસ. | ૫ |
| દાક્તર ચુનીલાલ ધરમદાસ સરૈયા. | ૫ |
| રા. મોતીલાલ હીમ્મતરામ પુરોહીત. | ૫ |
| આવાંબાઈ કુંવરજી તારાપુરવાળાં. | ૨ |
| શેઠ અરદેશર જમશેદજી બીલ્લીમોરીઆ. | ૨ |
| ધી ફોર્ટ રીડીંગરૂમ અને લાયબ્રરી. | ૧ |
| રા. મંચ્છારામ. | ૧ |
| રા. ઉમેદરામ પ્રાણશંકર. | ૧ |
| ,, છગનલાલ માણેકલાલ. | ૧ |
| ,, પુરૂષોત્તમ ભીમજી. | ૧ |
| ,, કલ્યાણજી હંસરાજ. | ૧ |
| શેઠ વસનજી ખીમજી. | ૧ |
| રા. નીધીલાલ પિતાંબરદાસ. | ૧ |
| ,, વીરજી ખેતસી બંગાળી. | ૧ |
| ,, એમ. ડી. મેહેતા. | ૧ |
| ,, ભાઉ બાબાજી સાવન્ત. | ૧ |
| શેઠ બરજોરજી નવરોજી એદલ કાકા. | ૧ |
| ,, નાનાભાઈ ફરામજી ગમ્રાટ. | ૧ |
| ,, મેરવાનજી એદલજી. | ૧ |
| ,, જે. એસ. જોશી. | ૧ |

| નામ. | નકલ. |
| --- | --- |
| રા. પી. એમ. દલાલ. | ૧ |
| ,, મેરવાનજી નવરોજી સકલાતવાળા. | ૧ |
| ,, થરદાસ પુરૂષોત્તમ. | ૧ |
| ,, દલપતરામ નરભેરામ. | ૧ |
| ,, ધરમદાસ જમનાદાસ. | ૧ |
| ,, મગનલાલ જેકીસનદાસ. | ૧ |
| ,, તુળસીદાસ ત્રીકમદાસ. | ૧ |
| ,, લાલદાસ પરમાનંદદાસ. | ૧ |
| ,, શીવજી વિશ્વનાથજી. | ૧ |
| ,, પુતળાજી મુગાજી. | ૧ |
| ,, જમીએતરામ તુળજારામ. | ૧ |
| શેઠ હીરજીભાઈ ધનજીભાઈ બેંકર. | ૧ |

## સુરત.

| | |
| --- | --- |
| રા. બા. જગજીવનદાસ ખુશાલદાસ. | ૪ |
| ખા. બા. દારાશાહ ડોસાભાઈ. | ૩ |
| રા. બા. મુકુંદરાય મણીરાય. | ૨ |
| મી. એ. જી. આલ્મન્ડ. | ૨ |
| શેઠ ઉદેચંદ ઇચ્છાચંદ. | ૨ |
| રા. બા. ઉમેદરામ આણંદરામ. | ૧ |
| શાસ્ત્રી. પાર્વતીશંકર હરીશંકર. | ૧ |
| રા. બા. નંદશંકર તુળજાશંકર. | ૧ |
| ,, જગન્નાથ ઇચ્છારામ. | ૧ |
| ,, અનુપરામ બાળમુકુંદ. | ૧ |
| રા. સા. ગોવનદાસ કેશવલાલ. | ૧ |
| ,, દાક્તર રામલાલ લલુભાઈ. | ૧ |
| ખા. બા. નાનાભાઈ કાવશાજી. | ૧ |
| રા. નરભેરામ મનસુખરામ. | ૧ |
| ,, લલુભાઈ ફકીરચંદ. | ૧ |
| ,, મંચેરશાહ પાલણજી કેકોબાદ. | ૧ |

| નામ. | નકલ. |
| --- | --- |
| રા. ઠાકોરદાસ ચુનીલાલ ચકાવાળા. | ૧ |
| ,, મથુરાંદાસ ગોકુળદાસ. | ૧ |
| ,, વિદ્યારામ મોતીરામ. | ૧ |
| ,, ઠાકોરદાસ દયારામ. | ૧ |
| ,, માણેકલાલ પ્રાણશંકર રામજી. | ૧ |
| ,, પેસ્તનજી જ. લાહેવાળા. | ૧ |
| ,, હરગોવનદાસ વકીલ. | ૧ |
| ,, નાથેશ્વર નરોત્તમ. | ૧ |
| વૈદ્ય મણીશંકર પાર્વતીશંકર. | ૧ |
| ભટ મોતીરામ મણીશંકર. | ૧ |
| રા. માણેકલાલ કેશવલાલ. | ૧ |
| મીસીસ હેઇન. | ૧ |
| રા. મદનરાય મુગટરાય રાયજી. | ૧ |
| ,, ધીરજલાલ વકીલ. | ૧ |
| શેઠ બેજનજી માણેકજી વકીલ. | ૧ |
| રા. રણછોડદાસ પરભુદાસ ધાયલ. | ૧ |
| રા. છગીલદાસ હરકીસનદાસ વકીલ. | ૧ |
| શેઠ બરજોરજી એન. | ૧ |
| રા. નાગરજી ત્રીકમદાસ મેહેતા. | ૧ |
| ,, જેકીસનદાસ કસનદાસ ચટપટ. | ૧ |
| ,, બળરામ મોતીરામ વકીલ. | ૧ |
| ,, રઘુનાથજી એન. તાતીયા. | ૧ |
| ,, માણેકલાલ નંદલાલ વકીલ. | ૧ |
| ,, ,, ત્રીંબકલાલ વકીલ. | ૧ |
| ,, પ્રાણલાલ શીવલાલ મુનશી. | ૧ |
| ,, મંચ્છારામ જેચંદ. | ૧ |
| શેઠ સોરાબજી હોરમસજી બેલીફ. | ૧ |
| રા. સા. ગુલાબદાસ ભાઈદાસ વકીલ. | ૧ |
| રા. મોટાભાઈ મોતીલાલ વકીલ. | ૧ |
| રા. લલ્લુભાઈ ભીખારીદાસ દોલતબાદા. | ૧ |

| નામ. | નકલ. |
|---|---|
| રા. બળવંતરામ ત્રીપુરાશંકર દવે. | ૧ |
| ,, છોટુભાઈ ખંડુભાઈ દેસાઈ. | ૧ |
| શેઠ મગનલાલ માણેકલાલ. | ૧ |
| ,, લલુભાઈ નરસિંહદાસ. | ૧ |
| ,, કસનદાસ પુરૂષોત્તમદાસ. | ૧ |
| ,, માણેકલાલ જેચંદ. | ૧ |
| ,, કસનદાસ લલુભાઈ. | ૧ |
| ,, નગીનદાસ બ્રીજવલ્લભદાસ. | ૧ |
| રા. ચુનીલાલ નરભેરામ. | ૧ |
| શેઠ કપુરચંદ આણંદચંદ. | ૧ |
| ,, જગજીવનદાસ નરસીંહદાસ. | ૧ |
| રા. લલુભાઈ ડાહ્યાભાઈ. | ૧ |
| ,, ધ્રુવમુખશંકર ગૌરીશંકર દેસાઈ. | ૧ |
| ,, રમણીકરામ નરભેરામ મુનશી. | ૧ |
| ,, દોલતસિંહ મુળસિંહ. | ૧ |
| શેઠ ઠાકોરલાલ મોહનલાલ. | ૧ |
| ,, કેકોબાદ હીરજીભાઈ એન્ટી. | ૧ |
| શેઠ જેઠાલાલ મોતીચંદ. | ૧ |
| ,, નગીનદાસ દીપચંદ. | ૧ |
| ,, પ્રાણજીવનદાસ જમનાદાસ. | ૧ |
| ,, ગુલાબચંદ નાહનચંદ મુખત્યાર. | ૧ |
| ,, પ્રાણજીવનદાસ દ્વારકાદાસ. | ૧ |
| ,, ઠાકોરદાસ હીરાચંદ. | ૧ |
| ,, મૂળચંદ ઓધવદાસ દુલાચંદ આગળીવાળા. | ૧ |
| રા. ગોવનદાસ સુરજલાલ ગુડસક્લાર્ક. | ૧ |

## વલસાડ.

| | |
|---|---|
| ધનજીભાઈ લીમજીભાઈ મુનશીની કમ્પની. | ૩૦ |

## ધરમપોર.

| | |
|---|---|
| હીઝહાઈનેસ મહારાણા શ્રી નારણ દેવજી રામદેવજી. | ૪ |

| નામ. | નકલ. |
|---|---|
| **બારડોલી.** | |
| રા. દયાશંકર શંકરજી, પાઠક. | ૧ |
| **પલસાણા.** | |
| રા. ચુનીલાલ કેશવરામ મજમુદાર. | ૧ |
| ,, બાપુભાઈ ખંડુભાઈ દેસાઈ. | ૧ |
| ,, ગુલાલભાઈ ખુંડુભાઈ દેસાઈ. | ૧ |
| ,, દુલ્લભભાઈ કસનજી દેસાઈ. | ૧ |
| ,, રણછોડજી લલુભાઈ દેસાઈ. | ૧ |
| ,, પ્રેમભાઈ ભગવાન પટેલ. | ૧ |
| **ભરૂચ.** | |
| રા. સા. હરગોવનદાસ ખુશાલદાસ મારફતે. | ૨૫ |
| રા. ઘેલુભાઈ ઉર્ફે કનૈયાલાલ માણેકલાલ. ,, | ૧૦ |
| **હાંસોટ.** | |
| રા. આશ્યારામ હિમ્મતરામ. | ૫ |
| **પાટણ.** | |
| ઈનામદાર અમરસિંહ ત્રીકમસિંહ બારોટ. | ૨ |
| શેઠ પેસ્તનજી ખરસેદજી થાણાવાળા. | ૧ |
| રા. ગોરધનદાસ નૌતમરામ કાજી. | ૧ |
| ,, ગોપાળધર શીવધર દેસાઈ. | ૧ |
| ,, શંભુધર લક્ષમણજી દેસાઈ. | ૧ |
| ,, હરીધર રણછોડજી દેસાઈ. | ૧ |
| ,, શ્યામલાલ હીરાલાલ મજમુદાર. | ૧ |
| ,, શ્યામલાલ દૌલતરામ વકીલ. | ૧ |
| ધી ફતેહસિંહરાવ સાર્વજનીક લાઈબ્રરી. | ૧ |
| રા. વિદ્યાશંકર કરૂણાશંકર. | ૧ |
| ,, હેમચંદ વીરચંદ વકીલ. | ૧ |
| ,, શીવશંકર પ્રાણશંકર. | ૧ |
| શેઠ હરીવલ્લભ ગુલાબચંદ. | ૧ |

| નામ. | નકલ. |
|---|---|
| શેઠ. છગનલાલ મગનલાલ ઝવેરી. | ૧ |
| ,, મેહરૂચંદ ડાહ્યાચંદ. | ૧ |
| રા. ડાહ્યાલાલ વાડીલાલ વકીલ. | ૧ |
| ,, બાપુલાલ ત્રીભોવનદાસ મેહેતા. | ૧ |
| ,, મગનલાલ હરીચંદ. | ૧ |

## પાલીતાણા.

| | |
|---|---|
| મુનશી લાલાજી હરીદાસ. | ૧ |

## ગુંદીઆળા.

| | |
|---|---|
| રાણાશ્રી કસળસિંહજી લધુભા. | ૧ |

## નાંદોદ.

| | |
|---|---|
| ખા. બા. ધનજીશાહ એદલજી. | ૧ |
| કુમારશ્રી છત્રસિંહજી. | ૫ |

## પોરબંદર.

| | |
|---|---|
| પાટવી કુમાર શ્રી ભાવસિંહજી. | ૧૦ |

## રાધણપોર.

| | |
|---|---|
| હીઝહાઈનેસ મહમદ બીસમીલ્લાખાન બહાદુર. | ૧ |
| ખા. બા. બાવામીયાં પીરમીયાં સાહેબ. | ૧ |
| રા. અનંતપ્રસાદ ત્રીકમલાલ. | ૨ |
| ,, ચંદુલાલ હરીલાલ ઠાકોર. | ૨ |

## અજમેર.

| | |
|---|---|
| શેઠ નવરોજી રૂસ્તમજી કલ્યાણવાળા. | ૧ |

## ઉરણ.

| | |
|---|---|
| શેઠ હોરમસજી માણેકજી. | ૧ |

## થાણા.

| | |
|---|---|
| શેઠ એદલજી બેજનજી દાવર. | ૧ |
| ,, કુંવરજી નવરોજી. | ૧ |

| નામ. | નકલ. |
| --- | --- |
| **ઔરંગાબાદ.** | |
| મેસર્સ માણેકજી બરજોરજીની કમ્પની. | ૧ |
| **કેલીકટ.** | |
| શેઠ અરદેશર રતનજી. | ૧ |
| **ગોલકુંડ.** | |
| રા. લલુભાઈ દેસાઈ. | ૨ |
| **ભીલાડ.** | |
| શેઠ પીરોજશાજી વીકાજી. | ૧ |
| **બજાણા.** | |
| હીઝહાઈનેસ મલીક નશીબ ખાનજી દરીયા ખાનજી. | ૧૫ |
| કુમારશ્રી જોરાવર ખાનજી નશીબ ખાનજી. | ૧૦ |
| **વડોદરા.** | |
| બક્ષીજી પુરૂષોત્તમલાલજી વ્રજલાલજી. | ૧ |
| **બારાઘોડા.** | |
| રા. જમીયતરામ નવનીતરામ દીવાન. | ૧ |
| ,, નીલકંઠરામ જસવંતરામ દેસાઈ. | ૧ |
| ,, રતીલાલ કેશવલાલ ધ્રુવ. | ૧ |
| શેઠ શાપુરજી રૂસ્તમજી મેહેતા. | ૧ |
| રા. છબીલલાલ મોતીલાલ ધ્રુવ. | ૧ |
| ,, કાળીદાસ પુંજાભાઈ. | ૧ |
| ,, મોહનલાલ વિઠ્ઠલદાસ. | ૧ |
| ,, ગોકળદાસ દામોદરદાસ. | ૧ |
| ,, છોટાલાલ મોતીલાલ. | ૧ |
| ,, ગૌરીશંકર ત્રીલોચનશંકર. | ૧ |
| ,, રામનારાયણ વજુલાલ. | ૧ |

| નામ. | નકલ. |
|---|---|
| **ગોંડળ.** | |
| ખા. બા. બેજનજી મેહેરવાનજી. | ૧ |
| વ્યાસ જેઠાલાલ પુરૂષોત્તમ. | ૧ |
| **વઢવાણ.** | |
| કુમાર શ્રી માહદેવસિંહજી. | ૧ |
| **લખતર.** | |
| રા. ભાઈદાસ ફકીરભાઈ. | ૧ |
| **વીરમગામ.** | |
| રા. હરીભાઈ રણછોડરાય મજમુદાર. | ૧ |
| **લુણાવાડા.** | |
| હીઝહાઈનેસ મહારાણા શ્રી વખતસિંહજી. | ૧૦ |
| રા. બા. જયશંકર નરસિંહરામ. | ૫ |
| **બોટાદ.** | |
| દાક્તર એદલજી દાજીભાઈ બીલ્લીમોરીઆ. | ૫ |
| **ગોધા.** | |
| રા. વામનરાવ શિવપરસાદ દેસાઈ. | ૧ |
| **પાનોલી.** | |
| રા. લલુભાઈ દલપતરામ. | ૧ |
| **બારાજડી.** | |
| રા. ભગવાનલાલ જમીયેતરામ. | ૬ |
| **મેમદાવાદ.** | |
| રા. નારણશંકર જે. | ૧ |
| **આણંદ.** | |
| રા. ગંગાદાસ તાપીદાસ. | ૧ |

| નામ. | નકલ. |
| --- | --- |
| **વાસદ.** | |
| રા. બ્રિજભુખણદાસ દલપતરામ. | ૧ |
| **મીયાગામ.** | |
| શેઠ રૂસ્તમજી શોરાબજી. | ૧ |
| **ડાબા.** | |
| શેઠ અરદેશર ખરસેદજી. | ૧ |
| **અગાસ.** | |
| રા છોટાલાલ ગોપાળદાસ. | ૧ |
| **ઇટોલા.** | |
| રા. મંચ્છારામ પરભુદાસ. | ૧ |
| ,, મોતીભાઈ વરજભાઈ પટેલ. | ૧ |
| **પેટલાદ.** | |
| રા. મુગટલાલ કેશવરામ મારફતે. | ૮ |
| **વાંકાનેર.** | |
| રા. બા. ગણપતરાવ એન. લાડ. | ૧૦ |
| **માંગરોળ.** | |
| હીઝહાઇનેસ શેખહુસેન મીયાંસાહેબ. | ૧૦ |
| દાક્તર રાવજી શ્રીપત કુલકરણી. | ૧ |
| રા. નથુભાઈ વકીલ. | ૧ |
| રા. અનંતરાય બળવંતરાય. | ૧ |
| રા. આનંદજી વાલજી. | ૧ |
| **વારાહી.** | |
| આજમ કેશવલાલ બીજલાલ મજમુદાર મારફતે. | ૫૦ |
| **જામનગર.** | |
| વૈદ્ય મણીશંકર ગોવીંદજી | ૧ |

| નામ. | નકલ. |
|---|---|
| **જુનાગઢ.** | |
| હીઝ હાઈનેસ ધી નવાબ સાહેબ બહાદુર. | ૨૫ |
| **કચ્છ.** | |
| હીઝહાઇનેસ મહારાવ શ્રી મીરઝા રાજા સર્વે સર ખેંગારજી બહાદુર. | ૨૫ |
| **સુરત.** | |
| રા. ચીઠલદાસ કેશવલાલ મેહેતા મારફતે. | ૫ |
| રા. દેસાઇ હરરાય બાપુભાઇ. | ૧ |
| શેઠ કેખશરૂ એદલજી મંજીભાઇ મોદી. | ૧ |
| **નાદોદ.** | |
| રા. હરીહરશંકર ધનશંકર દેસાઈ મારફતે. | ૧૫ |
| મહારાણા શ્રી ગંભીર સિંહજી. | ૧ |
| **દેવગઢ બારૈયા.** | |
| દેવગઢ બારૈયા નેટીવજનરલ લાયબ્રરી. | ૧ |
| **મેવાલ તાલુકે ગોધરા.** | |
| ઠાકોર શ્રી લક્ષમણ સિંહજી. | ૧ |
| **ઉમેઠા.** | |
| રા. રા. લલુભાઇ હરીદાસ. | ૧ |
| **વલસાડ.** | |
| રા. ગુલાબભાઇ લલુભાઇ દેસાઇ મારફતે. | ૧૦ |
| **સંજાણ.** | |
| શેઠ વલભદાસ કાશીદાસ. | ૧ |
| **કુલ** | **૬૧૧** |